૪૦૯૮

# મેઘદર્પણ.

અથવા

(વરસાદ જોવાની આરસી.)

A

# RAINMIRROR.



કર્ત્તા.

જટાશંકર વિ. પુરૂષોત્તમ ભટ્ટ.

કુચ્છ ભૂજના રહેવાશી.

સન ૧૮૮૯ નૉવેંબર—કચ્છી સંવત
૧૯૪૬ કાર્તિક માસ.



અમદાવાદ

( આર્યોદય પ્રેસમાં છાપ્યું. )



## અર્પણ પત્રિકા.

ઇષ્ટ મિત્ર. રા. દામોદર દેવજી. મેહેતા.

અંજાર.

પ્રિયવર્ય્ય !! આપ મારા બાળસ્નેહી એકરંગી મિત્ર
છો. મારા પ્રત્યે ખરા અંતઃકરણની મમતા
ધરાવો છો. ટૂંકામાં સન્મિત્રનાં લક્ષણ
તમારામાં છે, એ સર્વથી અત્યા-
નંદ પામી આપનું મુબારક
નામ આ લઘુ પુસ્તક
સાથે જોડી અમર
રાખું છું.

લી. હું. છું.
આપનો હિતેષિ.
મિત્ર
જયાશંકર વી. પુરૂષોત્તમ ભટ્ટ.



# પ્રસ્તાવના.

આ દુનિઆના ટકવાનો મુખ્ય આધાર વરસાદ ઉપર રહેલો છે. અમુક સાલ દુકાળ પડે કે થોડી વૃષ્ટિ થાય અને નબળું પાકે તો ગરીબ વર્ગના લોકો તેમાંએ મુખ્યત્વે આપણા ખેડુ ભાઇઓ કેટલી બધી વિપત્તિ સહન કરેછે તે ખુલ્લું હોવાથી આપણને સ્પષ્ટ સમજાય છે કે વૃષ્ટિની જરૂર સર્વને કેટલી છે?

વરસાદ ક્યારે થશે અને ક્યારે નહીં થાય એ ખાત્રી યુક્ત કહેવું એ તો ગમે તેવા મહાન જ્યોતિર્વિદ કે ફિલસુફની પણ શકતીથી બહાર છે. કારણ કે સર્વ શક્તિમાન પરમેશ્વરે આલમની જીવનદોરી તો માત્ર પોતાનેજ હાથે રાખેલી જણાય છે, તથાપિ મહાન બુદ્ધિશાળી પંડિતોએ ઘણા ઘણા વર્ષો લગી નિરિક્ષા કર્યા પછી એ વિષયના નક્કી કરેલા કેટલાક સિદ્ધાંતો ઘણે અંશે સત્ય ઠરી લોકોને ભરોસા પાત્ર થઇ પડેલા જણાય છે એ વાત નિઃસંશય છે. માટે પ્રાચીનકાળના અનુભવથી ગોઠવાએલા એવા ગ્રંથોમાં કહેલું તે પ્રાચીન માટે બધું ખોટું છે, અને અર્વાચીન મનાય તેજ બધું ખરૂં છે એ કહેવું અને માનવું એ કેવળ સાહસિકતા છે, તથા દુરાગ્રહનુંજ પરિણામ હું તો માનુંછું માટે વિવેકી વાંચનારની એટલી ફરજ છે કે એવા પ્રાચીન ગ્રંથો અંધારામાંથી જેમ બને તેમ અજવાળામાં આવેથી તેમાં ગુપ્ત રહેલું સત્ય યોગ્ય તપાસથી પરખી તથા તેનું ખરૂં રહસ્ય સમજવું એમ થવું જોઈએ. આ હેતુથી હું પણ વૃષ્ટિ સંબંધમાં પ્રાચીન પ્રમાણોના સમૂહ રૂપ એક નવીન ગ્રંથ આલમની હજુર ગુર્જર ભાષા દ્વારા રજુ કરૂંછું

શેહેર કરતાંએ ગામડાના લોકો આવતે વરસે વરસાદ કેવો થશે તેના ચિન્હ જોવા જાણવામાં બહુ આતુર

હોય છે. તેમાંએ સંવત ૧૯૪૫ તો આ પ્રાંતમાં ઘણી નબળી પાકવાથી સંવત ૧૯૪૬ ના વર્ષ માટે લોકો એટલી બધી પરપૂછ કરતા હતા કે અવધી. હું જે ગામમાં મેહેતાજી છું ત્યાં એવી ચરચા ઉપડવાથી એ તરફ મારૂં એ ઉપયોગી વિષયમાં લક્ષ ગયું; કેવળ અનુભવિઓના દુચકાનેજ આધારે રહેવા કરતાં કોઈ પ્રાચીન ગ્રંથ ગુજરાતીમાં પ્રજા હજુર મુકાય તો વધારે આધારભૂત થાય એ જીજ્ઞાસા મારા મનમાં ઉત્પન્ન થઇ તે દરમ્યાન મેઘમાળા નામે મારવાડી ભાષામાં બાળબોધ લીપીએ લખેલી ચોપડી મારા હાથમાં આવી તેમાં શિવ પાર્વતિજીના સંવાદરૂપે વૃષ્ટિ સંબધે બહુ સારૂં સ્પષ્ટીકરણ કરેલું જણાયું એ ચોપડી ગુર્જર વાંચકો માટે ગુજરાતીમાં પ્રગટ કરી હોય તો ઉપયોગી થાય એમ મને લાગવાથી આ પુસ્તકને "મેઘદર્પણ" નામથી બહાર પાડ્યુ છે તેમાં મારા અલ્પજ્ઞાનને લીધે અનેક ખામી હશે તે સજ્જનધર્મ પ્રમાણે વિવેકી વાંચનાર ક્ષમા કરતાં મને જણાવશે તો અતિ આભાર સાથે બીજી આવૃત્તિ કરવા ઇશ્વર પ્રસંગ આપશે તો તેનો મોટા હર્ષ સાથે ઉપયોગ થશે.

મારા વિચાર પ્રમાણે આ પુસ્તક એકંદરે પ્રજાના તમામ વર્ગને તેમાંએ ખેડુત તથા વ્યાપારી અને ભવિષ્ય કહેવાનો દાવો કરનાર બ્રાહ્મણ વીગેરે લોકોને અત્યંત ઉપયોગી થશે.

આ પુસ્તક રચવામાં મને અંજાર તાલુકા સ્કુલ માસ્તર મી. દયાશંકર વિ. શ્યામજીએ જે કીમતી મદદ આપી છે તે માટે તેમનો અને તે છપાવવામાં અગાઉથી આશ્રય અપાવનાર આપનાર સર્વ ગૃહસ્થોનો આભાર માનુંછું.

લી.

જ. વો. પુ. ભટ્ટ.

૪૦૯૮



# મેઘદર્પણ.

## કાર્ત્તિક માસ.

કાર્ત્તિક શુદ ૧ થી ૧૫ સુધી જેટલા દિવસ ઘેરા રંગનાં પુષ્કળ વાદળાંથી આકાશ છવાયો હોય તેટલા દિવસ સુધી વરસાદને ગર્ભ બંધાયો છે એમ જાણવું.

એવી રીતે જો પંદર દિવસ લગી ગર્ભ બંધાય તો જાણવું કે પરિ પૂર્ણ ગર્ભ બંધાયો છે.

કાર્ત્તિક મહિનામાં બંધાએલો ગર્ભ ચોગાસું બેસતાં લગી બીજા કોઇ પણ મહિનામાં વરસે નહિ તો બંધાએલો ગર્ભ કાયમ છે એમ સમજવું અને તે ચોગાસામાં વરસીને સુકાળ કરે.

એવી રીતે ગર્ભ બંધાઇને કાયમ રહેલ હોય તો ચોગાસામાં પુષ્કળ વરસાદ થાય, પણ કદાચિત્ પૂરો ગર્ભ ન બંધાતાં જો થોડા દિવસ બંધાય તો તેના પ્રમાણમાં કાર્ત્તિક માસે બંધાએલો ગર્ભ ચોગાસામાં વત્તો ઓછો વરસશે. કાર્ત્તિક મહિનામાં આકાશમાં ધોળાં, પીળાં, કાળાં કે રાતા રંગનાં ધનુષ્ય આકાર કે ગચ્છાકારે વાદળાં હોય અથવા

પૂર્વે કે પશ્ચિમ દિશાએ સૂર્યની ઉપર કે તળે ધનૂષ્યાકાર મચ્છાકાર, સિંદૂર વર્ણના કે લીલા રંગનાં વિગેરે પંચ રંગી વાદળાં હોય તો જાણવું કે આવતા વર્ષમાં વરસાદ ઘણો થશે એટલુંજ નહિ પણ આવતાં ત્રણ વર્ષ સુધી કાળ પડશે નહિ.

કાર્ત્તિક માસમાં સંક્રાંતિને બેસતે દિવસ વરસાદ વરસે તો આવતું વર્ષ સાધારણ આવે, વળી જો એજ માસમાં શુક્ર અસ્ત થતો હોય તો જાણવું કે બહુ વરસાદ થશે તેમાં સંદેહ નહિ.

કાર્ત્તિક શુદ ૧૫ ને દિવસે જો રોહિણ્ય નક્ષત્ર આવે તો દુકાળ પડે, પણ તેજ દિવશે જો કૃતિકા નક્ષત્ર પૂરૂં થતું હોયતો દેશમાં સુખ શાંતિ પ્રવર્ત્તે

કાર્ત્તિક શુદ ૧૫ ને દિવસે ભરણી નક્ષત્ર આવે તો *મે સર્વ ઠેકાણે સરખો ન થાય પરંતુ કોઇ કોઈ ઠેકાણે વરસાદ વરસે તેમજ દેશમાં કોઇ પણ પ્રકારની વ્યાધિ ચાલે તથા રાજ્યોમાં લડાઈ થવાનો સંભવ રહે.

શુદ ૧૫ ને દિવસે ગૃહણ હોય અથવા મધરાત પછી આકાશમાંથી તારા તૂટતા હોય, કિંવા ધરતી કંપ થાય કે આંચકા લાગે, એટલે એમાંનું એકાદ પણ ચિન્હ જણાયતો સર્વ જાતના અનાજનો સંગ્રહ કરવાથી ત્રીજે મહિને ઘણો લાભ થાય.

કાર્ત્તિક મહિનામાં રોહિણ્ય અને પુનર્વસુ નક્ષત્રને દિવસે વરસાદ ગાજે તો આવતું વર્ષ સારૂં આવશે એમ જાણવું.

શુદ ૫ જો બુધવાર, ગુરૂવાર, શુક્રવાર, કે સોમવારને દિવસે આવેતો તે વર્ષમાં ઘણો વરસાદ વરસે અને સુકાળ

---

* વરસાદ.

થાય તથા અનાજના ભાવ પણ સોંઘા થાય, પણ મંગળ-વાર, રવિવાર કે શનિવારને દિવસે આવેતો તેનું ફળ નેષ્ટ કહેવાય.

દોહરા.

શુક્ર શની જો વાદળાં. કાર્તિક માંવિ થાય,
ખચિત ચિત્ત વિચારીલે, વરસ્યા વિણુ નવ જાય. ૧
કાર્તિક માસે દ્વાદશી, વાદળ રહે છવાઇ,
વરસે પૂર્ણ અષાઢમાં ખચિત જાણજે ભાઈ. ૨
કાર્તિક પૂનમ કાતણી[1]. હોય શશી[2]ની પૂઠ,
ચોમાસે વરસે વળી. ભળી વર્ષે તે મૂંઠ[3]. ૩

---

## માગશર માસ.

માગસર માસથી પાંચ માસ સુધી શુદ પક્ષમાં જો તિથિ ઘટતી હોય, તો છત્રભંગ થાય અથવા કોઇ રાજ્યો-માં પરસ્પર વૈર ભાવ ઉત્પન્ન થાય. માગશર માસમાં શુ-ક્ર અસ્ત થનો હોય તો રાજ્યોમાં પરસ્પપર વિગ્રહ કરાવે અને સંક્રાંતિને બેસને દિવસ વરસાદ વરસે તો મધ્યમ વ-ર્ષ આવશે એમ જાણવું.

માગસર શુદ ૧૫ ને દિવશે ગ્રહણ આવે તોથી, તે-લ, વિગેરે વસ્તુનો સંગ્રહ કરવાથી પાંચ માસે સારો ફાય-દો મળે.

માગસર વદ ૭ ને દિવસે જો ઇશાન ખુણુનો વાયરો વાય તો તે વર્ષમાં થોડો વરસાદ વરસે.

---

૧ કાતણી એ ચાર પાંચ તારાનું ઝુમખું છે જેને જોશી લો-કો કૃતિકા નક્ષત્ર કહે છે અને ગામડીઆ લોકો તેને કાત-ણીઆરો કે કાતણી એ નામે ઓળખે છે. ૨ ચંદ્રમા. ૩ વાવણી. રોપણી. (વાવણી ઘણી થાય)

માગસર વદિ ૪ ને દિવસે મઘા નક્ષત્ર આવે, અને તેજ નક્ષત્રમાં વરસાદ કે વીજળી એ બેમાનું એકાદપણ થાય તો અષાડ માસમાં ઘણો વરસાદ વરસે અને દુનિયામાં આનંદ વ્યાપે એ નકી જાણવું. વદી ૧૨-૧૩ ૧૪ અને :)) (અ-માંસ) એ તિથિઓને દિવસે અશ્લેષા નક્ષત્ર હોય, અને તેજ દિવસે વરસાદના છાંટા પડે અગર વાયરો ઊંચો વાય તો નિઃસંદેહ જાણવું કે અષાડ મહિને શુદ પક્ષમાં વરસાદ થશે. માગશર માસમાં કોઈપણ દિવસે આકાશમાં વાદળાં ચડી આવીને વરસાદ વરસવા સરખું ચિન્હ જણાય અને સાથે વીજળી થતી હોય તો આવતું વર્ષ સારૂં આવશે એમ જાણવું.

દોહરો.

માગસિરમાંસે પંચમી, મેઘાડંબર જોય.
ચાર માસ વરસે નકી જનમન રંજન હોય?.

---

## પોષ મહિનો.

પોષ શુદ પક્ષમાં કોઇ પણ તિથિ ઘટતી હોય અને નક્ષત્ર વધતું હોય તો રાજ્યમાં વિગ્રહ થાય.

પોષ શુદ ૪ ને દિવસે ધનુષ્ય આકારે કે મચ્છાકારે વાદળાં હોય અથવા વીજળી થતી હોય તો આવતે વર્ષે સુકાળ થશે એમ જાણવું.

પોષ શુદ પક્ષમાં સતભેખા નક્ષત્ર હોય અથવા શુદ ૫ ને દિવસે મંદમંદ વાયરો વાય અગર વીજળી થતી હોય તો જાણવું કે વરસાદનો ગર્ભ બંધાયો છે અને તે અષાડ વદિ ચોથ કે સાતમને દિવસે વરસશે.

પોષ શુદ ૭ ને દિવસે રેવતી નક્ષત્ર આવે, શુદ ૮ ને દિવસે અશ્વની નક્ષત્ર આવે, અને શુદ ૯ ને દિવસે

ભરણી નક્ષત્ર આવતું હોય, અને ઉપર કહેલ દિવસ માહેલા કોઇ પણ દિવસે જો ઠાર પડયા પછી ઠંડી હવા આવતી હોય અથવા મેઘાડંબર હોય તો વરસાદનો ગર્ભ બંધાયોછે એમ જાણવું. પછી પોષ શુદ ૧૧ ને દિવસે રોહિણ્ય નક્ષત્ર આવતું હોય તો ઉપર કહેલ ગર્ભ છઠે મહિને વરસે તેમાં કંઇ પણ સંશય નહિ.

પોષ શુદ ૧૫ ને દિવસે ગર્ભ બંધાય તો અષાડ વદ ०)) સુધીમાં વરસાદ વરસે અને શ્રાવણ મહિનામાં પણ પંદર દિવસની ઝડી થાય, તથા ઘાસ ચારો પણ પુષ્કળ થાય અને ગાયોના દૂધમાં પણ વધારો થાય. પોષ વદ ૨ ને દિવસે જો રવિવાર આવતો હોય તો સાપનો ઉપદ્રવ થાય. પોષ મહિનાની સંક્રાંતિ રવિવારને દિવસે બેસે તો ધાન્ય મોંઘું થાય, શનિ કે સોમવારને દિવસે બેસેતો થોડું મોંઘુ થાય પણ મંગળવારને દિવસે બેસે તો અનાજના ભાવ બમણા થાય, અને બુધવાર કે શુક્રવારને દિવસે બેસેતો સમતૂલ્ય ભાવ રહે પણ ગુરૂવારને દિવસે બેસેતો અનાજના ભાવ સસ્તા થાય. વળી રવિ કે મંગળ વારને દિવસે બેસે તો રાજ્યમાં વિગ્રહ કરાવે.

પોષ મહિનામાં મૂળ નક્ષત્રથી ભરણી સુધી જે *અગિયાર નક્ષત્ર [1] દનિઆં આવે તે ચંદ્ર નક્ષત્ર કહેવાય. તે નક્ષત્રોમાં વરસાદ, વાદળાં કે વીજળી થાય તો વરસાદનો ગર્ભ બંધાયો છે એમ જાણવું વળિ અગિઆરે નક્ષત્ર પૂરાં થઇ રહ્યા પછી એટલે ભરણી નક્ષત્ર ઉતરતું હોય ત્યારે

---

* ૧ મૂળ ૨ પૂર્વાષાઢા ૩ ઉત્તરાષાઢા ૪ શ્રવણ ૫ ધનેષ્ટા. ૬ સતભેષા ૭ પૂર્વા ભાદ્રપદ ૮ ઉત્તરાભાદ્રપદ ૯ રેવતી ૧૦ અશ્વનિ ૧૧ ભરણી.

૧ દરરોજ નક્ષત્ર બદલાય તે દનિઆં કહેવાય.

સૂર્ય નક્ષત્ર આર્દ્રા આવે અને જો વરસાદ વરસે તો પૂર્વા-
ષાઢાનો ગર્ભ ચોમાસામાં પુનર્વસુ નક્ષત્ર આવે ત્યારે વ-
રસે એવી રીતે અગિઆરે નક્ષત્ર શ્રાવણ મહિનામાં અનુ-
ક્રમે વરસે. વળી જ્યારે ધન રાશે સૂર્ય બેસતો હોય તે
દિવસે [1]ચંદ્રનું નક્ષત્ર મૂળ પણ બેસે અને મૂળથી ભરણી
સુધી અગિઆરે નક્ષત્ર વાદળાં ને વીજળી થાય તો વર-
સાદનો ગર્ભ છે એમ સમજવું અને તે ગર્ભ પાંચમે મહિ-
ને નક્કી વરસશે. જ્યારે મેષ રાશે અશ્વિનિ નક્ષત્રમાં સૂર્ય
બેસતો હોય ત્યારે જો વરસાદ થાય તો પહેલાં જે ગર્ભ
બંધાયો હોય તે વણસ્યો કહેવાય અને અષાડ મહિને
વરસાદ વરસવાનો હોય તો પછી તે મહિનામાં વરસાદ
થાય નહિ.

જ્યારે ભરણી નક્ષત્રે સૂર્ય આવે ત્યારે જો વરસાદ
થાય તો શ્રાવણનો ગર્ભ વણસ્યો કહેવાય એટલે પછી શ્રા-
વણ માસે વરસાદ કીંચિત્ત માત્ર થાય.

પોષ શુદ ૧૫ ને દિવસે ગ્રહણ આવે તો હીરા, મો-
તી, પરવાળાં, સોનું, મજીઠ, પતંગ, હીંગલુ, તાંબું, કેસર, કંકુ
વિગેરે રક્ત વસ્તુઓ સંગ્રહ કરવાથી એક મહિને સારો ફા-
યદો મળશે. ને તે રોજ ચંદ્રનો ઉદય થાય તે વખતે ઉ-
ત્તર કે દક્ષિણ દિશા તરફ વીજળી થતી હોય અગર વાદ-
ળાં હોય તો જાણવું કે ચોમાસામાં ઘણો વરસાદ થશે. વ-
ળી શુદ પૂનમને દિવસે ગાજે કે વીજળી થાય તો જાણવું
કે શ્રાવણ વદ ૦)) ને દિવસે વરસાદ પણ થશે. વદ ૭ ને
દિવસે આકાશમાં ઘેરા રંગનાં ઘણાં વાદળાં હોય અને વ-
રસવા સરખાં ચિન્હ જણાય તો સમજવું કે શ્રાવણ વદ ૭
દિવસે વીજળી તથા વાદળાં ઘણાં થશે વરસાદ થશે નહિ

---

1 દાનઉ નક્ષત્ર સમજવુ.

અને કદાપિ વરસે તો ઘણો જુજ વરસે પણ જો વદ ૯ ને રોજે વરસાદ થાય તો શ્રાવણ મહિનામાં પણ પુષ્કળ વરસાદ વરસે.

પોષ વદ ૦)) ને દિવસે પૂર્વદિશા તરફ વીજળી થતી હોય અને વરસાદ વરસે તો શ્રાવણ શુદ ૧૫ ને દિવસે શ્રવણ નક્ષત્રમાં મેઘ વૃષ્ટિ પુષ્કળ થાય અને સુકાલથાય

ઉપર કહેલા પ્રમાણે વદ ૦)) ને દિવસે વરસાદ અને વીજળી થાય તો તે ઉપર નીચે પ્રમાણે વિચાર કરવો. દિવસે કે રાત્રે જો પહેલા પહોરમાં વરસાદ કે વીજળી થાય તો જાણવું અષાડ માસમાં વરસાદ થશે. તેમજ બીજા પહોરમાં થાય તો શ્રાવણ મહિનામાં વરસાદ વરસશે ત્રીજા પહોરમાં વરસે અને વીજળી થાય તો ભાદરવામાં અને ચોથા પહોરમાં થાય તો આશો મહિનામાં વરસાદ થશે એમ જાણવું—પરંતુ ચાર પહોર સુધી વરસાદ ને વીજળી થાય તો ચોમાસાના ચારે માસમાં સારો વરસાદ થશે એમ કહી શકાય.

પોષ વદ ૦)) શનિવાર, રવિવાર, કે મંગળવારને દિવસે આવે તો જાણવું કે કેટલીક જાતનાં પક્ષીઓ જેવાં કે ટીડ વિગેરે ઉત્પન્ન થઇને અનાજનો નાશ કરશે. માટે અનાજનો સંગ્રહ કરવાથી ઘણો લાભ મળશે.

દોહરા.

પોષ માંહી ગાજે વળી ( વીજળી હોય આકાશ
વર્ષો મન તું જાણજે કરી મેઘની આશ.
પોષ શુદી સાતમ અને, આઠમ નિરખી જોય,
જો ગાજે આકાશમાં, ને વળી વાદળ હોય.
સમજો મન નિશ્ચે કરી, કહું જ્ઞતીપાધાર,
કાળ પડે ના લગિર પણ, સામો થાય [1]સુગાર.

[1] સુકાળ.

## સવૈયા એકત્રીસા.

પાંચ શનિશ્ચર પોષે આવે, પાંચ માહ માસે રવિવાર
પડે દુકાળ વળી આવેજો, પાંચ ફાગણે મંગલવાર;
શની રવી ને મંગળવારે, અમાસ પોષ તણી જો હોય.
બમણું દામ આપવા ચાહો, મળવા દાણા મુશ્કીલતોય. ૧
પોષ તણી સાતમને દીવસે, ભાઇ હેમ પડંતો પેખ,
વરસ મેહ અતિસે ત્યારે, શુદ સાતમ ભાદરવે દેખ;
પોષ અંધારી સાતમ જ્યારે, અતિ વાદળ આકાશે જાણ,
શ્રાવણ શુદી સપ્તમી ત્યારે, વરસે ખચિત કહું પરમાણ. ૨

## માહ મહિનો.

માહ મહિનામાં સંક્રાંતિને બેસતે દિવસ વરસાદ થાય તોતે વર્ષમાં પણ ઘણો વરસાદ વરસે અને વાવેતર અનાજ તથા તે સિવાય સામો, પેડ, બંઠીઆ, કુરી, રાજગરી, માંધાણું, નાનવી, કાંગ, વિગેરે વગડાઉ ધાન્ય તથા ચારો ઘણો નીપજે અને સુકાળ થાય. * કરક અને મકર સંક્રાંતિ જો એકજ વારને દિવસે બેસતી હોય તો કોઇ પણ રાજ્યનું છત્ર ભંગ થાય, ઘોડાઓમાં કોઇ પણ જાતનો રોગ ફેલાવાથી તેઓનો નાશ થાય અને પ્રજા પણ દુઃખી થાય. બારે મહિના લગણ શુદ ૧ જો બુધવારને દિવસે આવે તો દુકાળ પડે. માહ માસમાં શીતળ પવન આવતો હોય, વાદળમાં સૂર્ય ઉદય તથા અસ્ત થતાં ઠંડી હવા થોડી થોડી આવતી હોય તો જાણવું કે ચોમાસામાં

* કર્ક સંક્રાંતિ બેસે ત્યારે સૂર્ય દક્ષિણાયનના થાય છેઅને મકરસંક્રાંતિ બેસે ત્યારે ઉત્તરાયનના થાય છે જેથી બંને સંક્રાંતિએકજ વારે આવે તો શાસ્ત્રમાં કહેવા પ્રમાણે શ્રેષ્ઠ ન કહેવાય.

વરસાદ ઘણો થશે અનાજ પણ ઘણાં પાકશે તથા બીજો પાક પણ સારો ઉતરશે.

જો કે માહ માસમાં ટાઢ વાય નહિ, જેઠ મહિનામાં મૂળ નક્ષત્રને દિવસે વરસાદ થાય, અને સૂર્ય નક્ષત્ર આરદ્રા આવે ત્યારે વાદળાંને ગાજવીજ થાય. પરંતુ વરસાદનો એક પણ છાંટો પડે નહિ તો જાણવું કે વરસાદ થશે નહિ અને દુકાળ પડશે.

માહ માસમાં ભરણી કે અશ્લેષા નક્ષત્રને દિવસે જો વરસાદ વરશે તો અનાજનો પાક બરાબર ઉતરે નહિ એટલે કે જે પ્રમાણે પાક ઉતરવો જોઇએ તે પ્રમાણે ન ઉતરતાં ઘટારો થાય.

સઘળા મહિનામાં નક્ષત્ર વધતું હોય તો તમામ રૈયત સુખી થાય. તેમજ કોઇપણ પ્રકારના રોગનો ભય રહે નહિં,

માહા શુદી ૧ ને દિવસે જો ઠંડો પવન આવતો હોય અને વરસાદના છાંટા આવે તો તેલ તથા સુગંધિમય પદાર્થનો સંગ્રહ કરવો.

માહાશુદ ૧ ને દિવસે આકાશ તદન નિર્મળ હોયતો અષાડ મહિનામાં ઘણો વરસાદ વરસે.અને સુકાળ થાય તથા વ્યાજે પૈસા કહાડવાની જરૂર પડે નહિ પરંતુ જો તેજ દિવસે વાદળાં કે વીજળી થાય અથવા ગાજે કે વરસે તો પછી વરસાદની તંગી આવે. તેમજ શુદ ૧ ને દિવસે વાદળાંથી આકાશ છવાયો હોય અને શીતળ પવન થોડોથોડો આવતો હોય તો આવતું વર્ષ સારૂં આવવાનો કરાર થયો એમ જાણવું.

માહ શુદ ૨ ને દિવસે મેઘ વૃષ્ટિ થાય અથવા વાદળાંથી આકાશ છવાયો હોય કે વીજળી થતી હોય તો ધાન્યના ભાવ મોંઘા થશે એમ ખચીતપણે માનવું.

માહ શુદ ૩ ને દિવસે વાદળાં કે વરસાદ થાય અગર વરસ્યા વગર ભયંકર ગાજતો હોય તો ધઉંના ભાવ મોંઘા થાય એમ જાણવું ને તેથી ધઉંનો સંગ્રહ કરવાથી ફાયદો થશે.

માહા શુદ ૪ ને દિવસે વરસાદ થાય તો નાળિએરના ભાવ મોંઘા થાય અને શુદ ૫ ને દિવસે વરસે તો ભાદરવામાં પણ વરસાદ થાય.

શુદ ૬ ને દિવસે ગાજવીજ સાથે વરસાદ થાયતો કપાસનો સંગ્રહ કરવો.

માહ સુદ ૭ ને દિવસે સૂર્યોદય થતી વખતે જો સૂર્ય વાદળાંમાં ઢંકાએલો ઉગે તો જાણવું કે ધાન્યના કણસલાં ઘણા સરસ પેદા થશે અને ઘાસ ચારો પણ પુષ્કળ પેદા થશે.

શુદ ૭ ને દિવસે ગાજવીજ થાય તો ચારે મહિનામાં સારા વરસાદ વરસશે માટે કાળ પડવાની ધાસ્તી રાખવી નહિ.

મહા સુદ ૮ ને દિવસે સૂર્યોદય થાય તે વખતે જો આકાશમાં વાદળાં હોય તો જાણવું કે શ્રાવણ મહિનો વરસાદ વરસ્યા વગરનો કોરો જશે.

માહા શુદ ૯ ને દિવસે ચંદ્ર વાદળાંમાં ગુંચવાએલો હોય તો બધો આષાડ મહિનો વરસાદ વરસે છતાં પણ અનાજના ભાવ મોંઘા થાય.

માહ શુદ ૭-૮-૯ આ ત્રણે તિથિઓમાં જો વાદળાં હોય અને અનુક્રમે સાતમને દિવસથી ચઢતો વરસાદ વરસે અને નોમને દિવસ રાત્રે ઉત્તર તરફનો વાયરો વાય અથવા ઉત્તર વાયવ્યખુણમાં વીજળી થાય તો જાણવું કે ચોમાસામાં ચાર માસ લગી સરખો વરસાદ થશે અને તેથી પાણી ઘણું પડવાથી લોકો દુઃખી થશે કેમકે ધાન્ય ગળી જવાથી ટાઢો કાળ પડશે તથા ઊંદર અને પતંગીઆ

અતિ ઉત્પન્ન થઈ થોડો ઘણો પાક બાકી રહે તેને પણ બગાડશે.

માહા શુદ ૧૫ ને દિવસે ગૃહણ આવેતો તેનું ફળ નેષ્ટ કહેવાય.

માહા વદ ૯ ને દિવસે મૂળ નક્ષત્ર આવે અને તેજ દિવસે વીજળી થાય કે ઇંદ્ર ધનુષ્ય દેખાય અગર આકાશ વાદળથી છવાયો હોયતો ભાદરવા વદ ૯ને દિવસે વરસાદ થાય.

માહ વદ ૯-૧૦-૧૧ ને દિવસે વાદળાં તથા વીજળી થાય તો ચોમાસામાં ઘણો વરસાદ થશે એમ જાણવું.

માહ વદ ૭ ને ૧૩ ને દિવસે જો પૂર્વ દિશાનો વાયરો વાય તો આષાડ મહિનામાં સાત દિવસ લગી વરસાદની ઝડી રહે અને પ્રજા સુખી થાય.

માહ વદ ૦)) ને દિવસે જો આકાશમાં ધોળાં કે પંચરંગી વાદળાં હોય અથવા હેમ પડે કે પવન જોરથી વાય, અગર રાત્ર દિવસ સરખો વરસાદ વરસે તો ખચિતપણે માનવું કે ભાદરવા શુદ ૧૫ ને દિવસે પણ વરસાદ થસે વળી માહા માસમાં સોમવારને દિવસે જો મેઘનો ગર્ભ બંધાય (આકાશમાં પુષ્કળ વાદળાં એકઠાં થાય અને વરસવા સરખાં ચિન્હ જણાય) તો જાણવું કે ભાદરવા શુદ ૧૫ ને દિવસે ચાર પહોર લગી વરસાદ વરસશે.

## દોહરા.

માહા શુદ એકમ દિને, વાદળ વાયૂ વાય,  
તેલ ધાન્ય સસ્તાં બને, સુકાળ નિશ્ચે થાય. ૧  
વળી શુદ તૃતિયા દિને, વાદળ [1]ગાજ કરંત,  
ઘઉં જવનો તો [2]સંચ કર, મોંઘો ભાવ બનંત. ૨

---

૧ ગાજે. (ગર્જના કરે) ૨ એકઠું.

માહા શુદ જો પંચમી, ગાજે ઉત્તર વાય,
સમજી લેજો ભાદરવો, જળ વિણુ કોરો જાય ૩
માહા શુદ સાતમ દિને, નિર્મળ [1]રે આકાશ,
વર્ષ આવતે ચાર તું, નકર [2]મેઘની આશ. ૪

———o———

## ફાગણ મહિનો.

ફાગણ મહિનામાં આકાશ નિર્મળ રહે, પવન ઘણો વાય અને સૂર્યનું તેજ પીળાશ પર હોય તો તે વર્ષને માટે શ્રેષ્ટ કહેવાય.

ફાગણ માસમાં શુક્ર અસ્ત થતો હોય તો છ મહિના લગી ધાન્યના ભાવ મોંઘા રહે પણ પછીથી બીજો પાક સારો ઉતરવાથી અનાજની તંગી રહે નહીં. વળી સદહું માસમાં સંક્રાંતિને બેસતે દિવસ વરસાદ વરસે તો અનાજ ઘણું પાકે.

ફાગણ, ચૈત્ર, કે વૈશાક મહિને સ્વાંતી નક્ષત્રમાં વરસાદ વરસે તો અષાડ મહિને ઘણો વરસાદ થાય.

હોળી, અક્ષય તૃતિયા (અખાત્રિજ) અને દિવાળી જો એકજ વારે આવે તો સુકાળ થવાનું લક્ષણ જાણવું.

ફાગણ શુદ ૭ ને દિવસે થોડો વરસાદ વરસે અને સુદ ૧૫ ને દિવસે વરસાદ તથા વીજળી થાય પરંતુ પવન મુદ્દલ વાય નહિ, તો ભાદરવા વદ ૭ તથા ૦)) (અમાસ) જે દિવસે વરસાદ વરસવાથી અનાજનો પાક ઘણો સારો ઉતરશે. ફાગણ વદ ૭-૮-૯ ને દિવસે મેઘની ગર્જના થતી હોય તો ભાદરવા ૦)) ને દિવસે ઘણો વરસાદ થાય.

ફાગણ વદ ૦)) ને દિવસે વરસાદ વરસે તો તે વર્ષમાં ધાન્ય ઘણા નીપજે અને સુકાળ થાય એ નક્કી જાણવું.

---

૧ રહે. ૨ નહિ કર.

# ચૈત્ર મહિનો.

ચૈત્ર માસમાં મૂળ નક્ષત્રથી ભરણી સુધી અગિઆર નક્ષત્રમાં આકાશ વાદળાંથી છવાયો હોય તો ચોમાસામાં વરસાદ વરસે નહિ પરંતુ જો અગિયારે દિવસ લગણુ આકાશ નિર્મળ હોય તો સારો વરસાદ વરસે.

ચૈત્ર માસમાં મેઘની ગર્જના થતી હોય અને વૃષ્ટી થવા સરખું ચિન્હ જણાય તો—કાર્તિક વિગેરે આગળના મહિનામાં બંધાએલો ગર્ભ બગડવાની ધાસ્તી રાખવી નહિ.

ચૈત્ર માસમાં આકાશ નિર્મળ રહે, વૈશાખમાં વીજળી થાય અને જેઠ માસમાં ઘણો કહારો[1] થાય તો અશાડ મહિનામાં ઘણો વરસાદ થાય.

અશ્વનિ નક્ષત્રને દિવસે[2] થોડા છાંટા થાય તો અનાજનો નાશ થાય પરંતુ ભરણી નક્ષત્રને દીવસે થોડો કે ઘણો વરસાદ વરસે અને કૃતિકા નક્ષત્રને દિવસે મેઘની ગર્જના થાય તો ઘાસ ચારાની તંગી આવે. વળી રેવતી નક્ષત્રમાં થોડા છાંટા આવે તો ચોમાસામાં જોઈએ તેટલો વરસાદ વરસે નહીં.

ચૈત્રસુદ ૧ ને દિવસે નક્ષત્ર વધે તો અનાજ અને તિથિ વધે તો ઘાસ ચારો પુષ્કળ થાય પરંતુ યોગ વધવાથી લોકોમાં કોઈપણ જાતના રોગનો ભય રહે. સુદ ૧ ને દિવસે જો વરસાદ થાય તો શ્રાવણ મહિનામાં વરસાદ વરસે પણ તે પેહેલાં વરસે નહીં. અને કદી વરસે તો ઘણો થોડો વરસાદ થાય માટે તે ખેતીવાડીના કામમાં ઉપયોગી થાય નહીં.

ચૈત્ર શુદ ૨ ને દિવસે જો પૂર્વ દિશા તરફનો વા-

---

[1] બફારો, [2] જે દિવસે અશ્વનિ નક્ષત્ર હોય તેજ દીવસે.

મરો હોય તો અષાડ તથા શ્રાવણુ મહિનામાં પુષ્કળ વરસાદ થાય. તેમજ શુદ ૩ ને દિવસે પૂર્વ, પશ્ચિમ કે દક્ષિણુ દિશા તરફનો પવન વાય તો તેનું ફળ તે વર્ષને માટે શ્રેષ્ટ કહેવાય; એટલે ધાન્ય પુષ્કળ નીપજે અને આશો મહિનામાં પણુ વરસાદ થાય પરંતુ જો તે દિવસે ઉત્તર દિશા તરફનો પવન હોય તો હાનીકારક સમજવો.

ચૈત્ર શુદ ૪ ને દિવસે વરસાદના છાંટા પડે તો—ચોમાસામાં જરૂર વખતે વરસાદ વરસે નહીં. તેમજ ધાન્યની નીપજ પણુ સાધારણુ થાય.

ચૈત્ર શુદ ૫ ને દિવસે વરસાદનો આડંગ હોય તો અષાડ મહિનામાં વરસાદની એક પણુ બૂંદ પડે નહીં. પણુ ફક્ત ગાજવીજ થાય તો અષાડ મહિનામાં વરસાદ ખચિત વરસે.

ચૈત્ર શુદ ૫ કે ૭ ને દિવસે રોહિણ્ય નક્ષત્ર આવે, આઠમને દિવસે આરદ્રા નક્ષત્ર આવે, નોમને દિવસે પૂષ્ય અને પૂનેમને ચિત્રા નક્ષત્ર આવે તથા ઉપર કહેલી તિથિયોમાં ગાજવીજ થાય તો ચોમાસામાં વરસાદ વરસે નહીં.

શુદ ૭ ને દિવસે આરદ્રા નક્ષત્રમાં વરસાદ વરસે શ્રાવણુ મહિનામાં વરસાદ થાય પરંતુ શુદ ૯ ને દિવસે પૂષ્ય નક્ષત્રમાં વરસાદ વરસે તો આશો મહિનામાં મેઘ વૃષ્ટી થવાનો સંભવ રહે અને શુદ ૭ ને દિવસે જો વાદળાં હોય તો અનાજના ભાવ મોંઘા થાય.

ચૈત્ર માસમાં આકાશમાં તરેહવાર જાતના રંગ દેખાય, દક્ષિણુ દિશા તરફથી પવન આવતો હોય અને વરસાદ વરસે તો ચારમાસનો ગર્ભ વગુરયો† એમ જાણુવું.

† એટલે ચોમાસામાં વરસવાને માટે આગળના મહિનાઓમાં જે ગર્ભ બધાયો હોય તે બગડયો કહેવાય.

પછી ચોમાસામાં મણા વરસાદની આશા રાખવી નહીં.

ચૈત્ર શુદ ૧૩ ને દિવસે જો કરા પડે તો આવતાં ચોમાસામાં (તેજ વર્ષમાં) વરસાદ જોઈએ તેટલો થાય નહીં.

ચૈત્ર સુદ ૧૫ ને દીવસે સૂર્ય અસ્ત થયા પેહેલાં ચંદ્રનો ઉદય થાય તો સારૂ વર્ષ આવવાની આશા રાખી શકાય નહીં.

ચૈત્ર વદ ૮ તથા ૧૪ ને દિવસે આકાશમાં તારા નિર્મળ દેખાતા હોય તો વરસાદ ઘણો થાય પરંતુ ઉત્તર વાયરો વાય કે ગાજવીજ થાય તો અનાજનો સગ્રહ કરવો કેમકે ઉત્તમ વર્ષ આવશે નહીં તથા અનાજના ભાવ મોંઘા થશે.

ફાગણ, ચૈત્ર કે વૈશાક મહિનામાં ધનેષ્ટા નક્ષત્રમાં ગાજવીજ થાય તો સર્વે જાતના અનાજનો સંગ્રહ કરવાથી ફાયદા મળે.

ચૈત્ર વદ ०)), જો શનિવારને દિવસે આવે તો હાથી અને ઘોડાનો કોઈપણ જાતના ઉપદ્રવથી નાશ થાય અને પ્રજાનો ઘણો ભાગ કંગાળ સ્થિતિને પોહોચે.

---

## વૈશાખ મહિનો.

વૈશાખ માસમાં આકાશમાં પંચ રંગીત વાદળાં હોય તો સારા વરસાદ થવાનું એક ચિન્હ જાણવું.

વૈશાખ માસમાં ગાજવીજ અને વાદળાં ઘણાં થાય તથા પવન વાય અને વરસાદના છાંટા થાય તો હાનીકારક ગણાય પરંતુ જો જેઠ મહિનામાં સરખી રીતે કહારો થાય તો પછી "દુકાળ" પડવાની ધાસ્તી રાખવી નહીં.

વૈશાખ મહિનામાં જે દિવસે મેષ સંક્રાંતિ બેસે ત્યાંરથી આરદ્રા સુધી ૯ દિવસ લગી વીજળી કે ઘણો વાયરો થાય તો તેનું ફળ નેષ્ટ કહેવાય.

વૈશાખ શુદ ૧ ને દિવસે વાદળાં અને વીજળી થાય તો સારૂં વર્ષ આવવાની આશા રાખી શકાય નહીં. અને અનાજના બગાડુા દાગ પેદા થાય.

વૈશાખ શુદ ૨ ને દિવસે સૂર્ય અસ્ત થતી વખતે ચંદ્રનો ઉદય થાય તો પુષ્કળ વરસાદ થશે એમ જાણવું.

વૈશાખ શુદ ૩ ને દિવસે રોહિણ્ય નક્ષત્ર આવે તો સુકાળ થાય પણ તેજ દિવસે કૃતિકા નક્ષત્ર આવે તો સાધારણ વર્ષ આવશે એમ સમજવું; વળી શુદ ૩ ને દિવસે મૃગસર નક્ષત્ર આવે તો [1]રોડ "દુકાળ" પડે તેમાં કંઇપણ સંદેહ નહીં.

વૈશાખ શુદ ૩ ને દિવસે રોહિણ્ય નક્ષત્ર, કાર્તિક શુદ ૫ ને દિવસે મૂળ નક્ષત્ર અને શ્રાવણ શુદ ૧૫ ને દીવસે શ્રવણ નક્ષત્ર આવે [2]નહીં તો પૃથ્વી ઉપર એકાદ એવો ઉત્પાત થાય કે જેથી કોઇ વિરલોજ પુરૂષ જીવે.

વૈશાખ શુદ ૩ (અક્ષીય તૃતિયા જેનું અપભ્રંષ અખાત્રિજ)ને દિવસે સૂર્યોદય થતાં પેહેલાં ભવિષ્ય જોવા માટે ગામ બહાર ખુલ્લાં મેદાનમાં જવું જ્યારે સૂર્યનો ઉદય થાય ત્યારે નિહાળીને જોવું કે—સૂર્યનો પ્રકાશ અતિ તેજસ્વીછે કે ઝાંખો; તથા સૂર્યનું બિંબ પીળાશપર છે કે રતાશપર. જો સૂર્યનો પ્રકાશ અતિ તેજસ્વી હોય અને

---

૧ વરસાદ મુદ્દલ થાય નહીં. ૨ ઉપર કહેલ તિથિઓમાં તે નક્ષત્રો ન આવે એવું બનવું અશક્ય સમજવું. એટલે તિથિઓ વિગેરે વધઘટ થાય તોપણ તે દિવસોમાં તો ઉપર કહેલ નક્ષત્રો અવશ્ય આવેજ.

બિંબ રતાશપર હોય તો કરવરૂ વર્ષ આવશે એમ સમજવું. પરંતુ સૂર્યનો ઉદય થતી વખતે જો વાદળાં હોય તો સુકાળ થવાનો ભરોસો રાખી શકાય નહીં.

ઉપર પ્રમાણે સૂર્ય નિહાળવા પછી તરત ખુલ્લાં મેદાનમાં બેશી કઇ દિશા તરફનો વાયરો (પવન) છે તે નક્કી કરવા માટે એક લાકડી જમીનપર ઉભી રાખી તેની ટોચે એક નાની ધજા બાંધવી; પછી જોવું કે કઈ દિશાતરફનો વાયરો છે, કદી વાયરો થોડો હોય અને તેજ કારણથી ધજા ઉડે નહીં. તો થોડો દેવતા લઇ તેનાપર કોઇ જાતની બળી શકે તેવી વસ્તુ નાંખી તેનો ધૂમાડો નીકળવા દેવો અને પછી જોવું કે કઇ દિશા તરફથી પવન આવેછે; જો ફકત પશ્ચિમ દિશા તરફનો પવન હોય તો ખચિત માનવું કે સુકાળ થશે. તેમજ વાયવ્ય કે નૈરૂત્ય ખૂણાનો તથા ઉત્તર દિશા તરફનો વાયરો હોય તોપણ સુકાળ થાય. પરંતુ દક્ષિણ દિશા તરફનો હોય તો નિશ્ચે દુકાળ પડે તેમાં શક નહીં. તેમજ અગ્નિ ખૂણાનો વાયરો પણ હાનિ કારક કહેવાય. અને ઈશાન ખૂણાનો વાયરો પ્રજામાં કોઇપણ જાતનો રોગ ફેલાય તથા ઉત્તમ વર્ષ આવવાની આશા રાખી શકાય નહીં. તેમજ પૂર્વ દિશા તરફનો વાયરો હોય તો જાનવરોનો નાશ થાય તથા અનાજનો નાશ કરનારાં ટીડ વિગેરે જીવડા ઉત્પન્ન થાય અને ઘાસ ચારાની તંગી આવે. વળી કોઇપણ દિશા તરફનો વાયરો નહોતાં એવી જાતનો વાયરો લાગે કે જેથી ચકરી ખાઈને ધૂમાડો ઊંચો ચડતો હોય તો "દુકાળ" પડવાનું લક્ષણ જાણવું.

ઉપર પ્રમાણે સવારના વખતમાં સર્વ ચિકિત્સા જોઇ રહ્યા પછી તેજ દિવસે સાંઝરે સૂર્ય અસ્ત થયા પેહેલાં

ફરીથી ખુલ્લા મેદાનમાં જઈ સૂર્યને અસ્ત થતો જોવો. જે જગ્યાએ સૂર્ય અસ્ત થયો હોય તે જગો બરાબર ધ્યાનમાં રાખી પછી ચંદ્રને ઊગતો તથા અસ્ત થતો જોઈ ગનગાં નક્કી કરવું કે જે જગોએ સૂર્ય અસ્ત થયો છે તેથી કંઈ દિશા તરફ ચંદ્ર ઉદય થયો છે તથા અસ્ત થયો છે. જો જમણી તરફ ઉદય કે અસ્ત થયો હોય તો સુકાળ થાય અને ડાબી તરફ થાય તો "દુકાળ" પડે પરંતુ ડાબી કે જમણી તરફ ન રહેતાં સમભાગે ઉદય કે અસ્ત થાય તો સાધારણ વર્ષ આવશે એમ જાણવું.

વૈશાખ શુદ ૫ ને દિવસે વાદળાંથી આકાશ છવાયો હોય અથવા વરસાદ વરસે કે ગાજે અને ચાર પહોર લગણ પૂર્વ દિશા તરફનો વાયરો વાય તો તમામ જાતના અનાજનો સંગ્રહ કરવો કારણ કે ભાદરવા મહિનામાં અનાજ મોઘું થવા સંભવ રહે પરંતુ શુદ ૧ કે ૫ ને દિવસે વાદળાં કે વરસાદ થાય નહીં તો પછી અનાજનો સંગ્રહ કરવાની જરૂર નથી.

વૈશાખ શુદ ૭ અને ૧૩ તથા વદ ૮ અને ૧૪ આ ચાર તિથિઓગાં વાદળાં અને વીજળી થાય તો ચોમાસાના ચારે મહિનામાં સારા વરસાદ થાય અને લોકો પણ સુખી થાય તેમજ ઘાસ ચારો પણ પુષ્કળ થાય.

વૈશાખ શુદ ૧૫ ને દિવસે વરસાદ વરસવા સરખો આરંભ થાય તો ભાદરવા મહિનાગાં ધાન્ય મોઘું થાય તેમજ શુદ ૧૫ ને દિવસે ગૃહણ હોય તો કઠોળ, ગોળ અને તેલ એ વસ્તુનો સંગ્રહ કરવાથી ત્રીજે મહિને ઘણો ફાયદો થાય.

વૈશાખ વદ ૧ ને દિવસે જે દિશા તરફ ઘણાં વાદળાં દેખાય તે દિશા તરફ પહેલો વરસાદ થાય.

રોહિણ્ય નક્ષત્રગાં કઠારો ઘણો થાય અને મૃગસર નક્ષત્રમાં વાયરો વાય તો નક્કી માનવું કે આરદ્રા નક્ષત્રગાં વરસાદ ઘણો થશે. પણ તેથી ઉલટું થાય એટલે રોહિણ્ય નક્ષત્રમાં વાયરો વાય અને મૃગસર નક્ષત્રગાં કઠારો થાય તો જાણુવું કે વરસાદ વગર રાજા તથા રૈયત અતિ હેરાન થશે.

રોહિણ્ય નક્ષત્ર બેસતાંજ ગાજે કે વીજળી થાય તોં તે ભ્રષ્ટ કહેવાય પરંતુ તે નક્ષત્રના ૮ દિવસ વીત્યા પછી એટલે કાઢના દિવસગાં ગાજે તો ૭૨ દિવસ પછીં વરસાદ થાય. અને તે પેહેલાં વરસાદ થાય તો સારી પેઠે વરસે નહીં.

### દોહરો.

વાય ન મૃગસર વાયરો. આર્દ્રા ન વર્સે મેઘ;
દેશ દુકાળ પડે ખચિત, કદી ન વરસે મેઘ. ૧



## જેઠ ગહિનો.

જેઠ શુદ ૧ સોગવાર, ગુરૂવાર કે શુક્રવારની આવે તો સુકાળ થાય પણ રવિવારને દિવસે આવે તો ચોગાસાગાં પવન ઘણો જોરથી ફુંકે, ગંગળવારે આવે તો દુનિઆના કોઇ પણ ભાગગાં ગંદ ફેલાય, બુધવારને દિવસે આવે તો સાધારણ વરસ આવે અને શનિવારને દિવસે આવવાથી વરસાદની તંગી રહે, પ્રજાગાં ગંદ ફેલાય તથા કોઇ પણ રાજ્યનું છત્ર ભંગ થાય.

જેઠ સુદ પક્ષગાં આરદ્રાથી ચિત્રા સુધી નવ નક્ષત્ર ગાંહેલા જે નક્ષત્રમાં વરસાદ વરસે તે નક્ષત્ર જ્યારે ફરીથી ચોમાસામાં આવે ત્યારે પંદર દિવસ લગી વરસાદ થાય. અને શુદ પક્ષમાં જો શુક્ર અસ્ત થનો હોય તો તેનું ફ-

ળ શ્રેષ્ટ કહેવાય.

જેઠ શુદ ૨ ને દિવસે સૂર્ય અસ્ત થાય ત્યારે નિહાળીને જોવું કે કયે ઠેકાણે અસ્ત થાય છે. જે જગાએ અસ્ત થાય તે જગો યાદ રાખવી બાદ ચંદ્રનો ઉદય થાય ત્યારે જોવું કે અસ્ત થયેલી જગાએથી ઉત્તર કે દક્ષિણ તરફ ચંદ્ર ઉગ્યો છે; જો ઉત્તર દિશા તરફ ઊગે તો સુકાળ થાય પણ દક્ષિણ તરફ રહેવાથી દુકાળ પડે. વળી ઉત્તર કે દક્ષિણ તરફ ન ઉગતાં સમ ભાગે ઉગે તો સાધારણ વરસાદ થાય. વળી જેઠ સુદ ૨ ને દિવસે ચંદ્રનો ઉદય થાય તે વખતે રોહિણ્ય નક્ષત્ર હોય તો અનાજના ભાવ થોડા મોંઘા થાય તેમજ અશાડ મહિનામાં થોડો વરસાદ થાય અને વિષાખા નક્ષત્રમાં વાદળાં ન હોય તો ભાદરવા મહિનામાં વરસાદ વરસે નહિ. શુદ ૨ ને દિવસે ગાજે તો સઘળાં ગર્ભ જે આગળ બંધાયા હોય તે ગળી જાય અને પછી વરસાદની તંગી આવે. જેઠ મહિનામાં દરરોજ વરસાદ ગાજે અને એક પણ છાંટો પડે નહીં તો જાણવું કે ચોમાસામાં વરસવાને માટે જે ગર્ભ કાયમ હશે તે સર્વે ગળી જશે અને પછી વરસાદ થશે નહીં. †

જેઠ શુદ ૨ ને દિવસે રોહિણ્ય નક્ષત્ર હોય અને વરસાદ વરસે તો કેટલી ઘડી તે નક્ષત્ર છે એ નક્કી કરવા પછી જેટલી ઘડી હોય તેના સરખા આઠ ભાગ કરવા; જો પહેલા ભાગમાં વરસે તો દુકાળ પડે, બીજા ભાગમાં વરસે તો સાપ તથા કીડાનો વધારો થાય. ત્રીજા ભાગમાં વરસે તો ચોમાસામાં થોડો વરસાદ થાય, ચોથા ભાગમાં વરસવાથી મધ્યમ વરસ આવે, પાંચમા

† જો કદી વરસાદ થાય તો પણ સુકાળ વરસ આવે નહીં. કારણ વરસાદની ઘણી તંગી રહે.

ભાગમાં વરસવાથી અનાજની નીપજ સાધારણ થાય છ-ઠ્ઠા ભાગમાં વરસે તો મગ તથા મઠની પેદાશ ઘણી થાય. સાતમાં ભાગમાં વરસે તો સારૂં વરસ આવે અને આઠમા ભાગમાં વરસે તો અતિ ઉત્તમ વરસ આવે તેમજ ધાન્યની નીપજ પણ ઘણી થાય.

જેઠ શુદ ૩, ૧૩, ૧૫ અને વદ ૦)) એ તિથિઓમાં વરસાદ વરસે તો ચોમાસામાં વાદળાં વિગેરે ઘણાં થાય પણ વરસાદ જોઇએ તેટલો વરસે નહીં અને પવન ઘણો વાય.

જેઠ શુદ ૪ અને ૮ ને દિવસે ઠંડો પવન આવતો હોય તો રૈયતમાં સુખશાંતિ પ્રવર્ત્તાવનારૂં ચિન્હ સમજવું.

જેઠ શુદ ૧૧ ને દિવસે ખુલ્લાં મેદાનમાં જઈ કઇ દિશા તરફનો વાયરો છે તે નક્કી કરવા સારૂ (વૈશાખ મહિનામાં શુદ ૩ ને દિવસે કહેવા મુજબ) એક ધજા બાંધવી અગર ધૂપ કરવો; જો ઉત્તર દિશા તરફથી વાયરો આવતો હોય તો જાણવું કે ચોમાસામાં ચાર માસ લગણ ઘણો વરસાદ થશે, પણ દક્ષિણ દિશા તરફથી આવતો હોય તો ચોમાસામાં વરસાદની આશા ન રાખવી પરંતુ શિઆળામાં વરસાદ થશે એમ જાણવું.

જેઠ વદ પક્ષમાં શ્રવણ અને ધનિષ્ટા નક્ષત્રમાં જો વરસાદની એકપણ બૂંદ પડે નહીં તો ચોમાસામાં વરસાદ થવાની આશા ફોકટ સમજવી.

જેઠ વદ ૧૦ ને દિવસે રેવતી નક્ષત્ર આવે તો સુકાળ થાય પણ વદ ૧૧ ને દિવસે આવે તો સર્વ જગોએ સરખો વરસાદ ન થતાં ખંડિત વૃષ્ટિ થાય; અને વદ ૧૨ ને દિવસે આવે તો દુકાળ પડે.

જેઠ વદ ૦))ને દિવસે જે જગાએ સૂર્ય અસ્ત થાય

તે જગો યાદ રાખવામાં પછી આશાડ શુદ ૨ ને દિવસે ચંદ્રનો ઉદય તથા અસ્ત થાય તે જોયા બાદ નિશ્ચે કરવું કે સૂર્ય અસ્ત થયોછે તેની કઇ દિશા તરફ ચંદ્રનો ઉદયાસ્ત થયો જો ઉત્તર (જમણી) તરફ થાય તો સુકાળ અને દક્ષિણ (ડાબી) તરફ થાય તો દુકાળ પડે પરંતુ સમાંતર રહે તો સાધારણ વરસ આવે.

દોહરા

જેઠ શુદી એકમ દિને, વાર શનિશ્ચર જોય;
મેઘ ન વરસે અતિ ઘણા, છત્ર ભંગ કદિ હોય. ૧
જેષ્ટે તપે રવી કિરણ, લૂહ વિશેષે વાય;
ચોમાસે વરસે ઘણો, ગર્ભ કદી નવ ગાય. ૨
જો વદી પક્ષે જેઠમાં, મૂળ થકી નવ દીન;
હોય અતીશે વાદળાં, (તો) ડરીશ ન જોષી મન. ૩
ઉગતો દીન બહુ તપે, સાંઝે ઠંડો વાય,
દુકાળ લક્ષણ જાણવું, મેઘારંભ ન થાય. ૪
જેઠ અંત *અઢી દિવસે, ભૂર પડે વરસાદ;
નવાણુપર વરસે નકી, ચિત્ત રાખજે યાદ. ૫

---

## આશાડ મહિનો.

આસાડ મહિનામાં પેહલા મંગળવારને દિવસે સૂર્ય મંડળ નિર્મળ હોય અને વાદળાં ન હોય પરંતુ ગાજવીજ

---

* અઢી દિવસ એટલે જેઠ વદ ૧૪—૦)) તથા આશાઢ શુદ ૧ નો અરધો દિવસ. આ દિવસોને અંતના દિવસ કહેછે. જેઠ મહિનામાં વદ ૧૪ લગી વરસાદનો એક પણ છાંટો ન પડે અને ઉપર કહેલા અંતના દિવસેછાંટા થાય તો પછી કુવા, નદી કે તળાવ કાંઠે ઘણો વરસાદ થાય.

થાય તો જાણવું કે બે માસ પછી વરસાદ થશે પણ તે પહેલાં થશે નહીં.

અશાડ મહિનામાં રોહિણ્ય નક્ષત્રને દિવસે પુષ્કળ વાદળાં થાય કે વરસે તો જાણવું કે ચાલતી સાલમાં અનાજની નીપજ ઘણી થશે. તેમજ પુર્વાષાઢા નક્ષત્રને દિવસે વાદળાં કે વાયરો થાય તો દુકાળની ધારતી રાખી શકાય નહીં પરંતુ પ્રજામાં કોઈ પણ જાતનો ઉપદ્રવ ફેલાય. વળી મૂળ નક્ષત્રથી પહેલાં અનુરાધા અને જેષ્ઠા એ બે નક્ષત્રોમાં જો વાદળાં અને વાયરો થાય તો મધ્યમ વરસ આવશે એમ સમજવું.

અશાડ શુદ પક્ષમાં તિથિ ઘટતી હોય તો અનાજનો પાક યથાસ્થિત ઊતરે નહીં. વળી અશાડ મહિનામાં શનિ, રવિ કે મંગળ વારને દિવસે કર્ક સંક્રાંતિ આવે તો થોડો વરસાદ વરસવાથી અનાજના ભાવ મોંઘા થાય અને કેટલાક લોકોને પોતાનું ગુજરાન ચલાવવા સારૂ બીજે દેશ જવાની જરૂર પડે.

અશાડ વદ પક્ષમાં રોહિણ્ય નક્ષત્ર આવે ત્યારે વાદળાં કે વીજળી થાય અને ઉત્તર તરફથી પવન ન આવતાં પૂર્વ દિશા તરફનો વાય તો ખેતી કરનાર લોકોએ ખેતર માંહેની પેદાશની આશા છોડી દેવી.

અશાડ શુદ ૧ ને દીવસે પૂનર્વસુ નક્ષત્ર જેટલી ઘડી હોય તેના પ્રમાણમાં વત્તો ઓછો વરસાદ થાય પરંતુ શુદ ૧, ૧૨ અને ૧૫ આ તિથીઓમાં જો વાદળાં વગેરે થાય તો જાણવું કે વરસાદ ઘણો થશે.

ચોમાસાના પહેલા ત્રણ મહિના (અશાડ, શ્રાવણ, ભાદરવા) માંહે જો તિથિ તથા નક્ષત્ર વધે તો સુકાળ થવાનું લક્ષણ જાણવું પણ સમતુલ્ય રહેતો સાધારણ વ-

રસ આવે.

અશાડ શુદ ૨-૩-૪-૫ આ ચાર તિથિઓમાં વરસાદ થાય તો શ્રાવણ મહિને પણ ઘણો વરસે.

અશાડ શુદ ૩ ને દિવસે પૂર્વ દિશા તરફનો વાયરો વાય તથા તેજ દિશા તરફથી વાદળાં ચડતાં હોય તો ભાદરવા મહિના પેહેલો વરસાદ વરસે નહીં. તેમજ શુદ ૩ કે ૫ ને દિવસે વાદળાં ન હોય અને ફકત દક્ષિણ કે પશ્ચિમ દિશા તરફનો વાયરો વાય તો ઘણો વરસાદ વરસે નહીં. પરંતુ ઉત્તર દિશા તરફનો વાયરો હોય તો વરસાદ ઘણો થાય તેમજ અનાજ પણ ઘણું પાકે.

અશાડ શુદ ૪-૫-૬-૭ અને વદ ૦) આ પાંચ તિથિઓમાં આકાશમાં પુષ્કળ વાદળાં તથા વીજળી થાય તેમજ સાંઝરે પશ્ચિમ દિશા તરફ કાળા રંગના વાદળાં હોય તો વરસાદ ઘણો થશે એમ નિઃસંશય જાણવું.

અશાડ શુદ ૫ ને દિવસે પશ્ચિમ દિશા તરફથી પવન આવતો હોય તો વરસાદ ઘણો વરસે પરંતુ તેજ દિવસે મેઘ ધનુષ્ય દેખાય તો ઘણા વરસાદની આશા રાખવી નહીં. અને અનાજનો સંગ્રહ કરવો કારણ કે કાર્ત્તિક માસમાં તેજ અનાજ વેચવામાં આવે તો ફાયદો થાય. વળી શુદ ૫ ને દિવસે માત્ર પવન ઘણો જોરથી ફૂંકે તો વરસાદ ઘણોજ થવાથી ધાન્ય ગળી જાય અને ટાઢો કાળ પડે માટે અનાજનો સંગ્રહ રાખવાથી ફાયદો મળે. પણ શુદ ૫ ને દિવસે વાદળાં ને વીજળી થાય તો પછી અનાજનો સંગ્રહ કરવાની જરૂર નથી. વળી વાદળાં અને વીજળી ઘણાં થાય તો ખેડુત લોકોએ ખેતીને લગતી સર્વ જાતની તૈયારી કરવા ચૂકવું નહીં.

અશાડ શુદ ૯ ને દિવસે વાદળાં, વીજળી અને વરસાદ

થાય તો જાણવું કે ચોમાસામાં ઘણો વરસાદ થવાથી નદીઓ પુર જોરમાં આવશે અને નદીના કાંઠાના ઘર વગેરેનો નાશ થશે. શુદ ૯ ને દીવસે સૂર્ય ઉદય થતી વખતે નિર્મળ હોય અને મધ્યાનકાળે વાદળાં અને વીજળી થાય તથા સૂર્ય અસ્ત થતી વખતે વાદળાંમાં ઢંકાએલો હોય અને દેખાય નહીં (એટલે તે દિવસે મધ્યાનકાળ પછી અસ્ત થાય ત્યાં સુધી સૂર્ય ગુપ્ત રહે) તો ચોમાસામાં ચાર માસ લગી જોઇએ તેટલો વરસાદ થાય. પરંતુ ખુલ્લો અસ્ત થાય તો વરસાદ વરસે નહીં

શુદ ૯ પછી સતભેષા નક્ષત્ર માંહે વરસાદ ન વરસે અને મેઘધનુષ્ય દેખાય તથા પ્રભાતકાળે પશ્ચિમ દિશા તરફનો વાયરો વાય તો સુકાળ થશે એમ જાણવું.

અશાડ શુદ ૧૫ ને દિવસે ગાજવીજ થાય તો ઘણો વરસાદ વરસે, વળી તેજ દિવસે પૂર્વ દિશા તરફનો વાયરો વાય તો સુકાળ થાય પણ પ્રજામાં મંદ ફેલાય. અને તેજ દિવસે અગ્નિ ખૂણનો વાયરો વાય તો અગ્નિનો ભય પેદા થાય તથા નૈરૂત્ય ખૂણનો વાય તો ઘણો થોડો વરસાદ વરસે અને તે માત્ર નદી કે તળાવ ઉપર વરસે જેથી અનાજ કે ઘાસ ચારાને કંઈ પણ ઉપયોગી થાય નહીં. માટે તે વખતે ગમે તે પ્રકારે ધાન્યનો સંગ્રહ કરવાનું અવશ્ય છે. પણ પશ્ચિમ, ઉત્તર કે પૂર્વ દિશા તરફનો કે ઇશાન ખૂણનો [1]વાયુ હોય તો શ્રેષ્ટ વરસ આવે. અને વાયવ્ય ખૂણાનો વાયરો વાય તો ઊંદર. પતંગીઆ, ટીડ વિગેરે અસખ્ય જીવડાં ઉત્પન્ન થઈ અનાજનો નાશ કરે. વળી શુદ ૧૫ ને દિવસે ગૃહણ હોય તો નેષ્ટ કહેવાય તથા ચદ્ર નિર્મળ રહે તો ઘણો વરસાદ થાય નહીં.

---

૧ વાયુ=વાયરો, પવન, વા.

અશાડ વદ ૪ ને દિવસે સૂર્યોદય થતી વખતે વા-દળાંથી આકાશ છવાયો હોય તો સાડાત્રણ માસ સુધી સરસ વરસાદ થાય. અને અશ્વની નક્ષત્ર બેસતાંજ વરસાદ થાય તો હાનિકારક સમજવો. વળી સૂર્ય ચંદ્ર તેજ ક્ષીણ જણાય તથા આકાશમાંથી તારા તુટતા હોય તો ભાદરવે મહિને વરસાદ થાય.

### દોહરા.

શની, રવી મંગળ દિને, જો પોઢે* જદુરાય
દુખ પામે લોકો ઘણું, પશૂ અતી પીડાય;
બુધ, સોમે, શૂકર ગુરૂ, જો પોઢે સુરરાય,
સુખ, સંપત પામે અતિ, ઘર ઘર મંગળ ગાય ૨



## શ્રાવણ મહિનો.

શ્રાવણ માસમાં શુક્ર અસ્ત થાય તો કનિષ્ટ વરસ આવે પરંતુ શ્રાવણ મહિનામાં ગાજવીજ થાય તો સારો વરસાદ વરસે અને સુકાળ થાય. પણ શુદ પક્ષમાં અશ્વ-નિ નક્ષત્રને દિવસે મેઘ વરસે તો દુકાળ પડે.

શ્રાવણ શુદ ૪ ને દિવસે વરસાદ થાય તો તે શ્રેષ્ટ કહેવાય નહીં.

શ્રાવણ શુદ ૫ ને દિવસે પવન ઘણો વાય તો સારૂં

* અશાડ શુદ ૧૧ જેને દેવશયની (દેવપોઢી) અગી-યારસ કહે છે, તે દિવસે શ્રી કૃષ્ણ ભગવાન પોઢે છે. માટે તે દિવસે રવિ, શનિ કે મંગળવાર આવે તો લોકો દુઃખી થાય અને જાનવરોનો નાશ થાય. પરંતુ બુધ, ગુરૂ, શુક્ર કે સોમવારનો દિવસ આવે તો લોકો સર્વ જાતનું સુખ ભોગવે.

વરસ આવવાની આશા રાખવી.

શ્રાવણ શુદ ૭ ને દિવસે સૂર્યોદય થતી વખતે વરસાદ વરસે તો નદીઓ પુર જોરમાં આવશે એમ જાણવું.

શ્રાવણ શુદ ૧૫ ને દિવસે શ્રવણ નક્ષત્ર હોય અને વરસાદ થાય તો ત્રીજે વરસ પણ સુકાળ થાય. પરંતુ ગૃહણ આવે તો નેષ્ટ કહેવાય.

શ્રાવણ વદ ૭-૮ આ બંને તિથિઓ એકજ દિવસે (ભેગી) આવે અને તે દિવસે વાદળાં, વીજળી કે વરસાદ થાય અથવા ગાજે તો જાણવું કે શિયાળામાં હીમ કે ગેરૂ પડવાથી ઘઉંના પાક બગડશે.

---

## ભાદરવા મહિનો.

ભાદરવામાં શુક્ર અસ્ત થતો હોય તો તેજ મહિનામાં વરસાદ ઘણો વરસે અને સુકાળ થાય તથા ધાન્ય પણ ઘણું નીપજે.

ભાદરવામાં સંક્રાંતિને બેસતે દિવસે જો વરસાદ થાય તો પ્રજામાં રોગ ફેલાય પણ આસો મહિનામાં શાંતિ થાય

ભાદરવા શુદ ૧-૭ ૯ ૧૨-૧૩-૧૫ આ તિથિઓમાં વરસાદ વરસે તો સુકાળ થાય અને પ્રજા પણ સુખી થાય.

ભાદરવા શુદ ૬ ને દિવસે અનુરાધા નક્ષત્ર હોય અને વાદળાં, વીજળી કે વરસાદ થાય તો અનાજ ઘણું પાકે તથા લોકો પણ સુખી થાય પરંતુ કુતરાઓ અતિ દુઃખી થઇ મરણ પામે (કુતરાઓમાં હડકવાનો રોગ વિશેષ ચાલવાથી દુઃખી થઇ મરી જાય).

---

# આસો મહિનો.

આસો માસમાં શુક્ર અસ્ત થાય અથવા શુદ ૪-૫ ને દિવસે વરસાદ થાય તો લોકો સુખી થશે એમ જાણવું.

આસો સુદ ૭-૮ કે ૯ ને દિવસે વાદળાં કે મેઘ વૃષ્ટી થાયતો સુકાળ થાય તેમજ રાજા પ્રજા પણ સુખી થાય.

આસો શુદ ૧૫ ને દિવસે ગ્રહણ આવે તો અનાજ મોંઘુ થાય.

આસો વદ ૧-૫-૧૩ ને દિવસે પૂર્વ દિશા તરફથી વાદળાં ઉંચા ચઢતાં હોય તો વરસાદ અવશ્ય વરસે. વળી ઉત્તર દિશા તરફથી વાદળાં ઉપડે તો પાંચ રાત સુધી વરસાદનો ઝડી રહે અને નાના ભાગરા રંગના ગોળ વાદળાં છુટાં છુટાં આકાશમાં જોવામાં આવે તો ત્રણ દિવસ સુધી મેઘવૃષ્ટી થાય. જો પશ્ચિમ દિશા તરફથી વાદળાં ચઢતાં હોય તો સાતમે દિવસે વરસાદ થાય; પરંતુ અગ્નિ ખુણ તરફથી વાદળાંનો જથો ઉંચો ચઢે તો સાતં દિવસ સુધી વાયરો વાય પણ વરસાદ થાય નહીં, પણ ઈશાન ખુણનો વાવ તો સાંજરે કે અરધી રાત્રે વરસાદ થશે એમ જાણવું.

સૂર્ય ઉગતાં પેહેલાં પ્રભાતમાં મેઘ ગાજે તો બે પોહોરની અંદર વરસાદ થાય.

સૂર્ય ઉગતાં ઝાંખો દેખાય અગર પીળા કે કાળા રંગનો જોવામાં આવે તો થોડો વરસાદ થાય. પરંતુ લાલ, લીલા કે ધોળા રંગનો દેખાય તો જાણવું કે ત્રિજે મહિને વરસાદ થશે. વળી આકાશમાં તારા પાણીમાં ડૂબેલા (ઝાંખા) જણાય તો સાત દિવસ વરસાદનો ઝડી રહે.

આસો મહિનામાં શ્વાતી નક્ષત્રને દિવસે વરસાદ

વરસે તો રૂની નીપજ બિલકુલ થશે નહીં એમ સંદેહ ર-
હિત જાણવું.



## લોકોમાં જોવાતાં પ્રસ્તાવિક ચિન્હ.

૧. સૂર્ય તથા ચંદ્ર ઉગતી વખતે નિસ્તેજ જણાય. તેમજ રાત્રે તારા પાણીમાં ડુબેલા જેવા (ઝાંખા) જણાય તો વરસાદ ઘણો વરસે.

૨. રાત વખતે કાગડા અને દિવસે શિયાળ બોલે તથા કીડીઓ જ્યાં સુધી દાણા વિગેરે ખોરાકી એકઠી કરવામાં બહુ ખંતીલી જણાય, દિવસ ઉગ્યા પછી બે પોહોર સુધી પુષ્કળ ગરમી થયા બાદ ઠંડી હવા આવે તો દુઃકાળનું લક્ષણ જાણવું

૩. સૂર્યોદય થતી વખતે પશ્ચિમ દિશા તરફ મેઘ-ધનુષ્ય દેખાય તો ચાર પાંચ દિવસની અંદર વરસાદ થાય.

૪ કીડીઓ પોતાના દરમાંથી સંગ્રહ કરેલા ખોરાક બહાર લાવે, કાળી કીડીઓ ઇંડાને લેઇ ઝડપથી દોડતી હોય, મોર પક્ષી અતી જોરથી ભયંકર નાદ કરતા હોય કાકીંડા (કાચંડા) આકાશ ભણી જોઇ વારંવાર પોતાની ડોક ઉંચી નીચી કરે, અને પાતાળ *દેડકું બોલે તો વ-રસાદ ઘણો થાય. ચલ્લી (ચકલાં) ધુળમાં નહાતાં હોય, જળચર પ્રાણી જળ ઉપર ભમ્યા કરે, પીતળ, લોઢાં અને કાંસાનાં વાસણને ઝાંખ લાગે, અને ત્રાંબા પીતળનાં વા-સણમાં રહેલું પાણી ગરમ જણાય તો વરસાદ તુરત થાય.

---

* વરસાદ વરસ્યા પેહેલાં જમીનની અંદરથી દેડકાં નો સ્વર આવતો જણાય તેને પાતાળ દેડકું બોલે એ-મ કહે છે.

૬ વરસાદનો આડંગ પુષ્કળ બંધાયો હોય અને સંજયા ખુલ્લે (વરસાદના આડંગથી અંધારૂ થયું હોય. ત્યારે લાલ કે ધોળો પ્રકાશ એકદમ નીકળે) તો વરસાદ તરતજ થાય.

૭. વરસાદ વરસતી વખતે ઉત્તર, પૂર્વ કે પશ્ચિમ દિશા તરફનો પવન હોય પણ પછીથી બદલીને દક્ષિણ દિશા તરફથી પવન આવે તો વરસાદ આવતો રહી જાય અને બંધાએલો આડંગ વીખી નાંખે.

૮. વરસાદનો આડંગ હોય અને વરસે નહીં પણ તે વખતે જો ઉત્તર દિશા તરફથી પવન આવવો શરૂ થાય તો તરત વરસે.

૯. કોઇ પણ દિશા તરફનો પવન હોય અને તેની સામેની દિશા તરફથી વાદળાં ચડતાં હોય (પવન ને સામાં વાદળાં ચડે) તો થોડા વખતમાં વરસાદ નક્કી થાય.

૧૦. ચોમાસામાં રાત્રે (રાતે) ચંદ્રની ચોમેર કુંડાળું થએલું હોય અને ચંદ્ર જરા ઝાંખો દેખાય તથા તેજ કુંડાળામાં થોડાંએક નક્ષત્રો હોય તો ત્રણ દિવસની અંદર વરસાદ થાય. અને વરસાદ થાય નહીં તો પછી જોરથી પવન ફૂંકે.

સમાપ્ત.

# આશ્રય પત્ર.

## નીચે લખેલા મેહેરબાન ગ્રાહકોએ આ પુસ્તકને અવલથી આશ્રય આપ્યો છે જેથી તેઓ સાહેબોનો આભાર માનું છુ.

## ગ્રાહકોનાં મુબારક નામ.

### પલાંસવા—કચ્છ.

૧૫ વાઘેલા શ્રી મેઘરાજજી સાહેબ પલાંસવા જાગીરદાર.
૫ રા. રા રામચંદ્ર ગણુંકાડ પલાંસવા કારભારી સાહેબ.
૪ કુંવરી શ્રી જીજીરાજબા સાહેબ.
૧૦ મેહેતા રૂપરામ મનજી મારફતે.
૬ મેહેતા રૂપરામ મનજી.
૨ દવે બેહેચર જેઠારામ—પાંચોટ.
૨ જોશી નારાયણ જેઠારામ—ચેડી.
૪ દવે લક્ષ્મીધર સુંદરજી.
૩ દવે પરભુરામ લક્ષ્મણ.
૧ શેખ અબ્દુલા તુફેલ ફોજદાર.
૧ રા. ચંદુરા. દેવશી ઓધવજી વકીલ.
૧ મેહેતા મેરાજ કુંવરજી. હો. કા.
૨ જોશી રામજી ગણેશ.
૨ રાઠેડ છગન સબરા.
૨ ઠક્કર ઓધવજી આણંદજી.
૧ ઠક્કર નારાણ દેવજી વકીલ.
૧ રાવળ ડોસા જીવરામ.
૧ દવે માલજી હરજીવન.
૧ દવે રામચંદ્ર નારાયણ.
૧ ખવાસ ઝીણા કેશવજી.
૧ મઢવી ગોકલ માલસુર.
૧ ઠક્કર નારાયણ આણંદજી.
૧ દવે ગણેશ ભગાણી.
૧ ખંડોલ મેરાજ કહાનજી.
૧ મેહેતા મોતીચંદ તેજશી.

૧ સોની તલકશી મુલજી.
૧ ઠક્કર પુંજા ગોકલ.
૧ કોઠારી ચાંપશી સાંકળચંદ.
૧ વ્યાસ લક્ષ્મણ ગીરધર.
૧ ગઢવી માલદાન પેથા.
૧ ખવાસ હધુ રાગા.
૧ રાવળ કાના રામા.
૧ ઠક્કર ભીકા આણંદજી.
૧ મેહતા ચત્રભુજ દામોદર.
૧ ભોરીચા પીતાંબર જેતશીંહ.
૧ સોની લખમશીંહ કુંવરજી.
૧ કોઠારી મેઘજી ગોકલ.
૧ જોશી હરજીવન ત્રીભોવન.
૧ મણીઆર વણીદાસ તલકશીંહ
૧ બારોટ રામજી નોંઘાભજી.
૧ ખત્રી સુલેમાન ભીમા.
૧ મેમણ સુલેમાન ગુલમહમદ.
૧ જોગુ હરભમ વી. શંભુ.
૧ જોગુ પથા વી. શંભુ.
૧ સોની મગનલાલ કુંવરજી.
૧ વોહોરા પોપટ મોતીચંદ.
૧ ખત્રી હાજી કરીમ.
૧ ગુસાંઇ રતનગર ખેતગર.
૧ વ્યાસ સુખદેવ મોતી.
૧ ખંડોલ હરદાસ દીપચંદ.
૧ વાઘેલા સુરાજી કુંભાજી.
૧ વણોલ સધરામ ખેંગાર.
૧ બારોટ નથુજી પબાજી.
૧ ગુસાંઇ નરસંગપરી કેસરપરી.

રાજકોટ.

૧૦ માહારાણા. ખુ. રાજ સાહેબ શ્રીજી અમરશીંહજી સાહેબ—વાંકાનેર.

૧૦ મે. કુમારશ્રી અજીતસીંહજી સાહેબ—ધ્રાંગધ્રાં.

૮ કુમારશ્રી બાલુભા તથા ભાવસીંહજી સાહેબ-ગોંડલ.
૫ કુમારશ્રી સુરસીંહજી સાહેબ—લાઠી.
૫ કુમારશ્રી મુળવાજી સાહેબ—કોટડા.
૫ કુમારશ્રી સુરસીંહજી દાજીરાજ ચિત્તેલીઆ જીલ્લા—અમદા-
૪ કુમારશ્રી દાનસીંહજી સાહેબ-લાખાણુકા. [વાદ.
૪ વાલા રાંણીંગભીમ—મેદરડા.
૪ કુમારશ્રી લખુભા કાલુભા—જામનગર.
૪ કુમારશ્રી વીજયસીંહજી—પોરબંદર.
૪ કુમારશ્રી બાવાવાળા—વડીઆ.
૪ કુમારશ્રી ગીગાવાળા—વગસરા.
૩ કુમારશ્રી વજેસીંહજી—લાઠી.
૩ કુમારશ્રી નરસીંહજી—નાંદોદ
૩ કુમારશ્રી દીગવીજયસીંહજી-નાંદોદ.
૩ કુમારશ્રી રામખાચર તથા ગવત ખાચર-જસદણ.
૨ કુમારશ્રી તખ્તસીંહજી—માણસા.
૨ કુમારશ્રી હમીરસીંહજી—તારપુર.
૨ કુમારશ્રી જેઠીજી—વીરપુર.
૨ કુમારશ્રી રામકોટીલા—દેડાણ.
૨ કુમારશ્રી તખ્તસીંહજી—વાસણા.

ભુજ.

૧૦ દ્વારકાંનાથના અધિકારી શ્રી બિહારીદાસજી. હી. શા-
સ્ત્રીજી પ્રભાશંકર વી. જયશંકર.
૧ રા. રા. લક્ષ્મીદાસ રવજી હાઈસ્કુલના ફરર્ટ આસી-
૧ ગોરજી શ્રી જેરાજ મેરજી.
૨ પ્રાણશંકર કીરપારામ કલાર્ક.
૧ નારાણજી આતમારામ વ્યાસ.
૧ માણેકલાલ દયારામ—કલાર્ક.
૧ જાદવજી સુરજી વેકસીનેટર.
૧ જાની કુંવરજી ત્રીકમજી.
૧ વલભજી ગાંગજી કાનજીઆણી.
૧ મેહેતા ભવાનીશંકર કુંવરજી.
૧ રા. માણેકલાલ કાશીરામ વ્હોરા.
૧ પ્રભાશંકર હેમતલાલ—છાંયા.

૧ મેહેતા મોરારજી કૃષ્ણજી.
૧ કેશવલાલ વી. પુનમ વોહોરા.
૧ સુકલ છગનલાલ ત્રીકમજી.
૧ વોહોરા બેચરલાલ વી. ભવાનીદાસ.
૧ રા. ગિરધારીલાલ વી. રૂઘનાથજી માંકડ.
૧ રા. કાશીરામ વી. વજેશંકર.
૧ જોશી દલપતરામ વી. શીવજી.
૧ રા. પ્રીતમલાલ વી. દલપતરામ—ચોલકીઆ.
૧ સુકલ મોતીરામ વી રવાશંકર.

માંડવી—કચ્છ.

૫ અલારખ્યા આદમાણી—માસ્તર.
૫ બાવનજી રહેમતુલા બી. આસીસ્ટંટ.
૪ કચ્છ—સ્વદેશ હિતેચ્છુ કંપનીના મેનેજર સાંહેબ જી. ઠ.
૪ હંસરાજ રામજી આસીસ્ટંટ.
૨ ધર્મદાસ રામદાસ ,,
૨ મેહેતા કલ્યાનજી દેવકરણ.
૧ ઠક્કર રણછોડ ભીમજી.
૧ ઠક્કર ગોવરધનદાશ કરસનદાસ.
૧ ઠક્કર દેવકરણ ધ્યામજી
૧ ઠક્કર હંસરાજ દામોદર
૧ ઠક્કર હરીદાસ ત્રીકમદાસ
૧ ઠ. રણછોડદાસ ગોરધનદાસ
૧ ઠક્કર રણછોડદાસ ત્રીકમદાસ
૧ ઠક્કર ત્રીકમદાસ વી. કલ્યાણજી
૧ ભણુસારી વીસનજી ગોકલદાસ
૧ ખા. જીવા સામજી
૧ વાયડા જગનદાસ મુળજી
૧ સોની વલજી ગગુ
૧ ખારવા જાદવજી દેવજી
૧ શાહ ખીમજી ઠાકરશીહ
૧ ચત્રભુજ ગોપાળ
૧ હુશેન તૈયબ બાદા
૧ ત્રીકમદાસ પ્રાગજી કયાણી

૧ ગોપાલજી શ્યામજી માંડલીઆ
૧ વીરજી ગોકુલદાસ
૧ માધવજી વી. મોતીરામ

## કોડાય.

૫ શાહ લાધા ઇભાઇઆણી શેઠ.
૨ ગાંધી મુળજી નાગજી ધ્રુ.
૨ વેદાંત દેવજી રામદાસ વકીલ
૨ શાહ મોનજી ટોકરશી
૨ શા. ઉમરશી મેગરાજ
૧ શા. કુંવરજી દેરાજ પટેલ.
૧ શા. મોમાયા શામર
૧ શા. હેમરાજ પાંચારીઆ
૧ શા. દેવજી ભીમા
૧ શા. નથુ દેરાજ
૧ શા દેવરાજ તલકશીંહ
૧ શા. ઉમરશી લખુ
૧ શા. લીલાધર મેગરાજ
૧ શા. તેજુ ઇભાઈઆ.
૧ શા. હંસરાજ કેશવ
૧ હીરાચંદ નારાણજી
૧ મેમણ ઇબ્રાહીમ હાજી નુરમહમદ
૧ શા. લાધા જીવન. હી. લખમશીંહ
૧ શા. રવજી દેવરાણી હી. કહાનજી
૧ શા. ચના ચાંપશી
૧ શા. ભવાનજી રામજી હી. નાનજી
૧ શા. હેમરાજ લીલાધર
૧ શા. નેણસી લીલાધર
૧ શા. નાનજી લખમશીંહ
૧ અબદુલા ઓશમાન
૧ સધીક ઈસમાલ
૧ વેરજી ખેતશી
૧ શી. નરશીંહ આસુ
૧ મોચી મનજી મોરારજી

૧ શા. હંસરાજ તેજશી
૧ ઠક્કર કાનજી દેવજી
૧ વદાંત વલજી રતનશીંહ
૧ લુહાર અભુ જુશબ
૧ શા. વીરજી ગણસીં

## કોઠારા.

૧૦ રા. રા. કુંવરજીભાઇ પુરૂષોતમ ધોલકીઆ કોઠારા કારભારી સાહેબ.
૫ ત્રિપાઠી મુળજી મોનજી
૩ લુહાર પ્રેમજી શીવજી
૨ ગુરજી શાકરચંદજી દેવચંદજી
૨ ગુરજી વીનયચંદજી ગુનચંદજી
૨ અખાટી વલજી ગંગારામ
૧ ગુરજી નાનચંદજી તલકચંદજી
૧ સાધુ જગનાદાસજી ભદંત શ્રી
૧ આખાટી દામજી ત્રીકમજી
૧ અખાટી ધેલા ત્રીકમજી
૧ પટેલ નરશીંહ જેઠા જાડેજા વેરસલજીના કારભારી.
૧ જોશી મુળજી જેરાજ
૧ ઠક્કર ખજુરીઆ મોનજી
૧ ઠક્કર લક્ષ્મીદાસ જાદવજી
૧ ઠક્કર મોરારજી રતનજી ભાટીઆ.
૧ ઠક્કર કેશવજી શીવજી
૧ ઠક્કર રામજી ડામજી
૧ ઠક્કર લક્ષ્મીદાસ ગાંગજી
૧ કુમાર શ્રી ઉમરસંગજી દીપસંગજી
૧ જાડેજા શ્રી વેરાજી સાહેબ
૧ ભટ્ટ ભાણજી પ્રેમજી
૧ સોની ગોવંદજી ઉમરશીંહ
૧ સોની લક્ષ્મીદાસ રણછોડ
૧ સોની વાઘજી શીવજી
૧ ગુસાંઇ રામગર અનુપગર
૧ રાજગોર કેશવજી પ્રેમજી

૧ સુજી ચાંપશી ભીમજી

## બીટા-કચ્છ.

૧ રા. રા. દેસાઈ હીરાલાલ ગયાચંદ ન્યાયાધિશ સાહેબ.
૧ વોરા વૈકુંઠરામ નારાણજી
૧ વકીલ લાલજીભાઇ—નલીઆ.
૧ ઓઝા વૈજનાથ વી. માધવજી સીરસ્તેદાર
૧ ભટ્ટ ગંગારામ નાગજી વકીલ
૧ વ્હોરા જીવરામ ગોપાલજી નાગર.
૧ વ્હોરા ગીરધરલાલ લક્ષ્મીશંકર
૧ કોઠારી વલભજી બેહેચર
૧ જોશી રેવાશંકર વી. જાદવજી
૧ ઠક્કર વસરામ સાગજી વકીલ.
૧ ઠક્કર શીવજી મુળજી ધ્રુ.
૧ જાડેજા સાહેબજી ગોડજી
૧ ઠક્કર વેલજી વી. હીરજી સુથરી કારભારી
૧ ઠક્કર વાગજી ગાંગજી-વરાડીઆ.
૧ ઠક્કર રણછોડ પ્રાગજી ,,
૧ ગાં. ધારશી કસ્તુર ,,
૧ શા. હરખોલ મુળજી ,,
૧ મેહેતા ગોપાલજી દોશા ,,
૧ કુ. ખાનજી પુંજાજી વરાડીઆ.
૧ ઠક્કર વેલજી વાઘજી—ખોંભડીના

## રાપર—કચ્છ-વાગડ.

૨૦ વકીલ જુઠાભાઇ વીશરામ મારફતે.
૨ મેહેતાજી બેહેચરભાઈ નારણજી ઓઝા.
૧ ફૂલશંકર મહાશંકર પોલીશ કારકુન
૧ ઠા. હરખચંદ લખમશીહ જેસડા પોલીસ પટેલ
૧ ઠા. બેચર જીવણ-કોર્ટના ઉમેદવાર
૧ મેહેતા બળવંતરાય વાઘજી કારકુન
૧ મુનશી મહમદ કાજમ હેદાયતુલ્લા
૧ શાતુન ફૂલચંદ ઝવેર ઉમેદવાર
૧ ઠી. ટોકરશી વી. દેવચંદ

૧ ઠી. માવજી વી. દેવચંદ
૧ દોશી દામજી લખમશી ઉમેદવાર
૧ રા. ભીમજીભાઇ ખેંગાર સુતેના મ્યુ.
૧ ઠા. ગણેશ મોરારજી-આડેસરના
૧ ઠા. દેવચંદ હીરજી ગઢુત્રા કારભારી
૧ રા. મેહુતા માવજીભાઇ લાલજી કલાર્ક
૧ ઠા. મોરારજી રામજી
૧ ઠા. જુઠાભાઇ વંશરામ
૧ રા. ખરાશંકર મહાદેવ—ચીટનીસ
૧ રા. શેઠ દેવકરણભાઈ સુરજી—કારકુન
૧ ઠા. માનસંગ દામજી વ્યાપારી
૧ ગાંધી મંગલજી અમૃત
૧ નાગર મેહુતા જશવંતલાલ ગૌવરીશંકર

## ફત્તેગઢ

૧૭ મેહેતાજી ધનજી કલ્યાણજી મારફતે.
૧ ધનજી કલ્યાણજી જોશી.
૧ શેવકરામ હીરજી વ્યાસ
૧ સોની ખેચર મોતીચંદ
૧ દોશી હેમચંદ સાકરચંદ
૧ જમાદાર હેમતખાં કમરૂદીનખાં
૧ ઠક્કર પદમશી લખમશી મ્યુ.
૧ ઠક્કર ધનજી હીરજી પેટી મ્યુ.
૧ સંઘવી ભાઇચંદ નાનચંદ
૧ સુતાર હીરજી પાંચા
૧ ઠક્કર માનસંગ ગણેશ
૧ સોની દયારામ ભાણજી
૧ ખંડોલ ભાઇચંદ રતનશી
૧ ગઢેચા ભાઈચંદ ભોજરાજ
૧ ગઢેચા મેરાજ દીપચંદ
૧ દોસી લીલાધર હંસરાજ
૧ ઠક્કર વલભજી નારાયણ
૧ પુંજા રતનશી ડાઘારો

### બેલા—વાગડ

૧૭ વ્યાસ રણછોડ જાદવજી મારફત
 ૧૦ વ્યાસ રણછોડ જાદવજી મેહેતાજી
 ૧ જેરામપુરી ત્રીકમપુરી
 ૧ ઓઝા પ્રાણશંકર નરશીરામ
 ૧ કુંગડીઆ ગયાચંદ વી. દીપચંદ
 ૧ જોશી મોતીરામ ગોપાલજી
 ૧ જોશી મોરારજી વાલજી
 ૧ જોશી હરજી કલ્યાણજી
 ૧ જાગરીઆ દેવજી પુ.

### ગેડી.

૫ વાઘેલા શ્રી સરદારસંગજી મેરામણજી જાગીરદાર
૨ મેહેતા મણીશંકર ધારંગજી કારભારી

### ભીમાસર—વાગડ.

૧૦ ઠા. જાદવજી વેલજી. પુ. મારફત
 ૨ ઠા. જાદવજી વેલજી
 ૧ મેહેતા જગજીવન હરજીવન રાપર તજવીજદાર
 ૧ ખંડોલ વેણીદાસ સેજપાર
 ૧ ખંડોલ જેચંદ કુંવરજી
 ૧ મેહેતા કુંવરજી વેલજી
 ૧ ઠા. શીવજી સામજી
 ૧ ગઢેચા મુલચંદ અમૃત
 ૧ મેહેતા મોરલીધર વલભજી દેશદાણુ કારભારી
 ૧ સોની દામજી કરશન
૪ મેહેતાજી મોરારજી જયરામ મારફત
 ૨ મેહેતાજી મોરારજી જયરામ
 ૧ વાઘેલા અભેસંગજી દાનુજી
 ૧ મકવાણા જેસંગ રાયસંગ

### આડેસર—

૨ જાડેજા શ્રી લખાજી સાહેબ—જાગીરદાર
૫ કુમાર શ્રી ગગુ સાહેબ પારવીશ્રીજી
૨ ઠક્કર માનસંગ વી. પ્રેમજી
૨ મેહેતાજી જાલમગર ગંગાગર ગુસાંઇ

## ગાગોદર.

૪ રા. રા. અમૃત લાલભાઈ નારાણજી આસીસ્ટંટ પોલીશ કમીશનર સાહેબ
૧ મેહેતાજી કેશવજી મોનજી.
૧ ઠક્કર પરસોતમ કરશન
૧ ઠક્કર ખેંગાર વીશરામ

## ચિત્રોડ.

૨ રા. રા. માધવજીભાઇ વી. વેલજી કારભારી સાહેબ.
૧ મેહેતાજી જેઠાભાઈ રૂઘનાથજી
૧ ઠા. ધારશી ખેંગાર મોનીટર
૧ ઠા. નારાણજી સુંદરજી વ્યાપારી
૧ ઠા. ગનજી જેસાણી વ્યાપારી
૧ ઠા. કેશવજી સુંદરજી

## લાકડીઆ.

૨ મે. કુમાર શ્રી બાઇસાહેબ બા
૧ મેહેતાજી મોહનજી ટોપણ—કરાણી
૧ મેહેતાજી દેવરામ પુરૂશોતમ
૧ કુબડીઆ પરશોતમ પાનાચંદ
૧ શેઠ. હીરાચંદ મેરાજ
૧ સંઘવી કેશવજી દેવચંદ—વ્યાપારી
૧ ખોજા જીવરાજ કચરા—વ્યાપારી

## કટારીઆ.

૨ રા. રા. ઠ. કાલીદાસ ગાવજી કારભારી સાહેબ
૧ ઠા. પુંજા ભીમાણી—વહીવટદાર
૧ મેહેતાજી ત્રીભોવન દેવજી
૧ ઠ. જેઠા કલ્યાણ

## હમીરપુર—વામડ.

૧ ઠ. પ્રાગજી વી. કરમશી
૧ શેઠ ગોકળ હીરજી
૧ સોની હેમચંદ મોતી
૧ બોરીચા બળવંત ગલાલચંદ
૧ તાઇ ઉગર જીુમાણી

### ભદ્રેસર.

૧ શેઠ. શાગજી ઉમરશી ઠક્કર
૧ ઠક્કર વશનજી વલભદાસ
૧ દતાત્રી વીનાયક
૧ રાજગોર જીવરામ લાધા
૧ મેહેતાજી પરશોતમ કુંવરજી
૧ ઠ. મોરારજી દેવજી
૧ ઠ. પરશોતગ નરશીંહ

### દેશલપુર—કચ્છ.

૨ મેહેતાજી મોરારજી અજરાગર દ્વિવેદી
૧ શેઠ ચાંપશી ભારા
૧ શા. સોજપાળ પદગશી
૧ આગરરાય બચના
૧ પટેલ રાયસીંહ કેશવજી

### ભુજપર.

૧ મેહેતાજી જીવરાગ અજરાગર ગોર
૧ ધ્રુ. રવજી વિશનજી ઠક્કર
૧ આસીસ્ટંટ ભવાનજી જાદવજી
૧ વૈદ્ય જગજીવન હરીરાગ શેવક
૧ ઠ. કાળા વી. ગાધવજી
૧ મોનીટર લાલજી નંદરામ શેવક
૧ સ્કોલર ખેતશી નાનજી પટેલ

### મુંદ્રા—કચ્છ.

૧૫ મેહેતા નારાણજી મુળજી ગારફત
૪ મહેતા નારણજી મુળજી
૧ મેહેતા દ્વારકાંદાસ દલપતરામ
૧ મેહેતા. શીવશંકર પ્રભુજી
૧ હરીશંકર કૃષ્ણજી ઠાકર
૧ શાહ મુળચંદ જેઠાભાઈ માસ્તર
૧ મેઘજીભાઈ દાગજી માસ્તર
૧ જોશી મમુભાઈ નારણજી
૧ ઠક્કર વીશનજી ગાધવજી
૧ જોશી વીરજીભાઈ કુવરજી

૧ જેઠાભાઇ હરીરામ મેહેતા
૧ ચત્રભુજ વીશનજી ઠક્કર
૧ જમાદાર તેજપાલજી માનસંગજી

**સુથરી—કચ્છ.**

૧ દવે વજેશંકર ભાંગજી મેહેતાજી
૧ શા. ખીમજી વી. દામજી આસીસ્ટંટ
૧ કુંવર દેવાજી કુબેરજી
૧ ઠક્કર ટોપણ વાલજી

**સુમરી રોહા—કચ્છ.**

૫ રા. રા. પનજીભાઈ વાં. નથુભાઈ કારભારી સાહેબ
૨ પંડયા જેશંકર ખીમજી વકીલ

**લાયજા—કચ્છ.**

૫ મેહેતાજી પરભુદાસ રણછોડજી

**પત્રી.**

૧ મેહેતાજી રામજી સુંદરજી

**નાગલપર.**

૧ મેહેતાજી ઉગીયાશંકર ડાહ્યાભાઇ

**મજલરેલડીઆ—કચ્છ.**

૧૦ શાહ, દેવજી ભીમશી—વ્યાપારી

**મંગવાણા—કચ્છ.**

૧ મેહેતાજી હરીશંકર કહાનજી

**ખેડોઇ—કચ્છ.**

૧ મીઠુ મુસા
૧ અબુબકર આમદ
૧ કાદરદના મેરાણ
૧ સુમાર કાશમ
૧ આશમાલ સુમાર

**વોંધ.**

૧ મેહેતાજી કાશીરામ પુરશોતમ.
૧ પંડયા પીતાંબર નાગજી મોનીટર.
૧ હરજીવન નારાણજી ભટ.
૧ ખંડોલ પાનાચંદ પચાણ.
૧ બેરા વેલજી દેવજી.

### ચોબારી.

૧ કુબડીઆ શીવચંદ રાયચંદ.
૧ કુબડીઆ પાનાચંદ વીશરામ.

### નારાયણ સરોવર—કચ્છ

૧ બ્રહ્મચારજી શ્રીવલભદાસજી.
૨ રા. રા. લાલાજી નાથજી મેનેજર સાહેબ.
૨ સોગપુરા બ્રાહ્મણ હરીશંકર કાનજી.
૧ રા. જોશી નથુ વી. બારા—કારબારી.

### મુંબઇ.

૨ રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.
૨ લાલજી દામજી ચીઠીવાળા.
૧ સોની માણકચંદ રતનશી.
૧ સોની નરશી કસ્તુર લાયજાવારા
૧ સોની વલભજી કસ્તુર "
૧ ખેચર કેશવજી.
૧ જોશી જાદવજી જેઠા અંજારના
૧ સોની કરપારામ કેશવજી.
૧ પંડ્યા બોઘજી પુંજીરામ.
૧ સોની ગોકલ વીરજી દુધૈના.
૧ સોની હરી સુંદરજી.
૧ ભણુસારી મોરારજી દયાલ.

### કરાંચી.

૧ મીસ્ત્રી લધા વાઘજી.

### જાંબુડા—કાઠિઆવાડ

૧૦ રા. લાખાભાઇ માલસુર. સ. ગુ. નિ. પે. આ. માસ્તર સાહેબ.

### ખાટડી—કાઠિઆવાડ

૧ રાણાશ્રી દેશલજી રાયસંગજી.
૧ રાણાશ્રી જેસંગજી બારાજી.
૧ કુંવરશ્રી જશવત સીંહજી.
૧ મેહેતા નાગર પ્રાણજીવન વ્યાપારી.

### અંજાર—કચ્છ.

૫ રા. રા. દયાશંકર શ્યામજી ત્રિવાડી.

૧૦ દામોદર દેવજી મેહેતા.
૧ મોહનલાલ દલપતરામ કવિશ્વર.
૧ વીઠ્ઠલજી રૂગનાથજી ઓઝા.
૧ પોમશી નારાણ
૧ કોઠારી વલભજી વી. રણછોડ
૧ સોની રાગજી જીવણ.
૧ ઊ. કલ્યાણજી વી. શાગજી.
૧ ખરાશંકર વી. નવલરાગ મેહેતા.
૧ ગૌરીલાલ વી. જયશંકર વોરા.
૧ રેવાશંકર શાગજી ઠાકર
૧ કુંવરજી ભીગજી ઠક્કર.
૧ પુરૂશોતમ મહાદેવ ઓઝા.
૧ મકનજી શીવજી ભટ
૧ ઈશ્વરલાલ આણંદરાગ ઓઝા.
૧ જેશંકર ઘેલાભટ
૧ ઠા. પુરૂશોતમ જેઠા નાણાવટી.
૧ ઠા ગોકલદાશ હરીદાશ નાણાવટી
૧ જોશી માધવજી વી. શીવરાગ.
૧ ઓઝા હરજીવન શાગજી હી. નારણજી દયાશંકર.
૧ ઓઝા વજેશંકર કલાણજી.
૧ ઠા. જીવણદાશ દ્વારકાદાશ.
૧ મેહેતા દયાલજી મકંદજી
૧ પંડયા કુંવરજી મેગજી.
૧ ઠા. નથુ ભાણજી. હા. હરીદાશ
૧ મેહેતા મોરારજી ગણપતરામ માંકડ
૧ પંડયા દયારાગ કૃષ્ણદાસ.
૧ બારડ શોમીર વી. જાફર.
૧ નંદવાણા વોરા દયાશંકર શામજી.
૧ ઠા. મુળજી વી. ઇંદરજી.
૧ બુકશેલર નકુ દેવજી
૧ જમાદારનોડેકરી મામદ હાથી
૧ પાટક હરીશંકર મુરજી હી. પ્રાણજીવન
૧ કુંવરજી રૂડાગજંધર

૧ ધરમશી પુંજા

### ગળપાધર—કચ્છ.

૧ મેહેતા જયશંકર નરભેરામ
૧ દોશી આસકરણ માલજી
૧ વોરા માનસંગ પાનાચંદ
૧ વોરા વરધમાન ગલાલચંદ
૧ સોની લધા પુંજા
૧ વોરા ધેલા રતનશી
૧ કડીઆ કલ્યાણ વીરા
૧ ચાંઉ પુંજા પાતા
૧ જોશી કારા કુંવરજી
૧ આમર નરસગજી બાવાજી
૧ ઠકર ગનજી કલ્યાણજી
૧ પંડયા કચરા રામજી
૧ ઠક્કર ઉમરશી પચાણ
૧ હેમરાજ વીરજી
૧ રાવળ હરજીવન ઈંદરજી

### ગાળા—કાઠિઆવાડ

૧ એચ. એસ. જોડજા એસકવાયર

### ચીરઇ—કચ્છ.

૧ મેહેતાજી પીતાંબરભાઇ

### ભુજ—કચ્છ.

૨ રા. રા. માધવ જીભાઇ વી. કલ્યાણજી. આ. વહીવટદાર
૧ સુકલ દયારામ મુરારજી
૧ શાહ પાનાચંદ તારાચંદ
૧ ગોર કેશવજી ભગવાનજી
૧ ભટ જગજી ગોવંદજી
૧ વકીલ જુગલરામ વી. મુરારજી
૧ વકીલ ભટ ભગવાનજી પ્રભાશંકર
૧ સુતાર માવજીભાઇ રણછોડ
૧ ધ્રુ. સેઠ. પારખ્યા વી. ભીમજી.

# સૂચના.

જેઓને વેલ્યુપેએબલ કર્યા વગર આ ચોપડી મોકલવામાં આવી છે તેઓ સાહેબોએ પુસ્તક પોહોચેથી પોસ્ટેજ સુદ્ધાંત પૈસા તરત મોકલાવવા કૃપા કરવી. જેને આ ચોપડી લેવા ખુશી હોય તેમણે નીચે લખેલે ઠેકાણેથી ચાર આના મોકલી મંગાવી લેવી.

**માંડવી કચ્છ**—દવે. જીવરામ હરીશંકર બુકસેલર.

**અંજાર કચ્છ**—દામોદર દેવજી મેહેતા. અંજાર સ્કુલ.

**પલાંસવા**—નીચે સહી કરનાર પાસેથી.

**જટાશંકર વિ. પુરૂષોત્તમ ભટ્ટ.**

મેહેતાજી.